સાહિત્યકુંજ ગ્રંથમાળા. પુસ્તક ૧૩ મું.

લેખક—

# રસીક વાર્તાઓ


—પ્રકાશક—

અંબાઇદાસ બાબરભાઇ પટેલ.

મંત્રી, સાહિત્યકુંજ ગ્રંથમાળા.

નડીઆદ.

મુદ્રકઃ—

શા. હરજીવનદાસ અમરસી.

ધી શારદા વિજય પ્રિ. પ્રેસ.

અમદાવાદી બજાર-નડીઆદ

સં ૧૯૮૨. સને ૧૯[illegible]

મૂલ્ય ગ્લેઝ આવૃત્તિ દસ આના.

રફ આવૃત્તિ આઠ આના.

## જરૂર ફાયદો થશેજ.

# નવરંગ ટોનીક પીલ્સ



કાયમની શકિત હોય, જોવનનો પુરં પાવર લાવવા હા. એક વામન અજ કરો. ગોળી ૧૫ ૧૦-૦-૦ ગોળી ૭ રૂ. ૫-૦-૦.

**નવરંગ સંજીવન**

નબળી પડી ગયેલી નસોને તેજ ને જુસ્સાદાર બ‍અજબ બહાર આપે છે. કિં. તોલા ૧ના રૂ. ૨૫-

**નવરંગ બ્યુટી પાવડર— ખાસ બાનુઓ મ**

દરેક જાતના ચહેરા ઉપરના ડાઘાને કાઢી ના ચહેરો ખુબસુરત બનાવે છે. કીં. રૂ. ૫-૦-૦.

**નવરંગ મીક્ચર.**

થુંક, ઉલટી, ઝાડા, મરડા, સંગ્રહણી, કોલેરા દાંત દાઢનું કળતર વગેરે ઉપર અકસીર કિંમત બાટલી ૧ ના રૂ. ૧-૦-૦.

એજન્ટો જોઇએ છે. કેટલોગ મફત મંગાવ

**નવરંગ એજન્સી—નં**

# પ્રસ્તાવિકા.



અમારા આશુરણી અઠવાડીક પત્રમાં પ્રકટ થએલી ટુંકી વાર્તાઓમાંથી આવી રસિક વાર્તાઓની ચુંટણી કરી તેજ વાર્તાઓ ગ્રંથમાળાના પુસ્તક રૂપે પ્રકટ કરી વાંચકોની સેવામાં સમર્પિત કરીકૃતાર્થ થાઉં છું.

અત્યાર સુધીમાં આવી વાર્તાઓ કિંચીત જવલ્લેજ પ્રકટ થઇ હશે અને તે વાંચકોને વાંચવાથી તેના ખરાપણાની ખાત્રી થશે.

અંબાઇદાસ પટેલ રાણોલકર.



સ્થપાયું | **સાહિત્યકુંજ ગ્રંથમાળા** | સં. ૧૯૭૬ ઈ. સ. ૧૯૨૦

**આશ્રમ—નડીઆદ.**

**ઉદ્દેશ** જુદી જુદી કોમ વચ્ચે એકતાનો પ્રચાર કરવા એને ટકાવી રાખવા બધી કોમને એક સરખી રીતે ઉપયોગી થઈ પડે તેવી જાતનું વાચન સસ્તામાં સસ્તી કિંમતે બહાર પાડવું.

**પુસ્તકો** રાષ્ટ્રીય, રાજકિય, સંસારિક, ધાર્મિક, ઐતિહાસિક ડિટેક્ટીવ, સ્ત્રીઉપયોગી ઇ વિષયો ઉપર નવલકથા નાટકો કાવ્યો, જીવનચરિત્રો, વાર્તાઓના પુસ્તકો સારી, સરળ સુંદર અને સચોટ ભાષામાં જોરદાર શૈલીમાં લખાયલા હોય છે.

**લોકમત** દેશનાયકો, વિદ્વાનો, રાજામહારાજાઓ, વર્તમાન પત્રો, માસિકો, લેખકો, કવિઓ અને સંખ્યાબંધ વાંચકોએ ગ્રંથમાળાની અને પુસ્તકોની મુક્ત કંઠે પ્રસંસા કરી છે.

**નિમંત્રણ** આશ્રમના કાર્યને એકવાર જોવા માટે ગ્રંથમાળાના તેમજ બાલુનગી અઠવાડીકના ગ્રાહક થવા પુસ્તકો અને અઠવાડીકમાં જાહેરાત આપવા આમંત્રણ છે. આ સેવા ધર્મ બજાવતા આશ્રમને સખ્ત નુકશાન ખમવું પડ્યું છે તો તમો ગ્રાહક થઈ અમે કરી આપી તેમજ બીજી રીતે બનતી દરેક મદદ કરી કરવા પુણ્ય સંચય કરશો.


ઓન તંત્રી
**વેણીલાલ પટેલ**
વિઠલભુવન. હીપુરા
સુરત નં. ૧૭

મંત્રી.
**અંબાઇદાસ બાબરભાઇ પટેલ**
**શાબોદર.**
નડીઆદ.

# આ પાનું દરેક જણે વાંચવું.

(૧) આવતા વરસે લવાજમમાં વધારો થશે. પૃષ્ટો ૧૨૦૦ ને બદલે ૧૫૦૦, પુઠા અને કાગળો ઘણા સરસ વપરાશે. ચાલુ ગ્રાહકો માટે કંઈપણ વધારે લવાજમ લેવાનું નથી.

(૨) જવાબ માટે હંમેશાં રીપ્લાઇ કાર્ડ લખવો એટલે તુરતજ ઉત્તર મળવામાં ઢીલ થાય નહી. વધુ પોતાનો ગ્રાહક નંબર લખવાને ભુલવું નહિ.

(૩) ગ્રંથમાળાને આ વરસે પણ હજાર પંદરસો રૂપીઆની નુકશાની વેઠવી પડી છે. આપ ગ્રાહક કાયમ રહેવા ઉપરાંત પાંચ તો ગ્રાહક જરૂર મોકલશોજ.

(૪) નવા વરસના પુસ્તકો બબ્બે માસના અંતરે નિયમીત પ્રકટ થશે. એટલે આ વરસના જેવી મુદત લેવાશે નહી તેની દરેક ગ્રાહકે ખાત્રી રાખવી.

(૫) માળા પ્રતિ નિત્ય હુમલા કરનારની અવળી શિખામણથી હંમેશાં ચેતીને રહેવું અને તમારી જે મમતા ભર્યા માયાળુ લાગણી ગ્રંથમાળા માટે છે તેથીયે વિશેષ રાખવા અમારી આપ સર્વે ગ્રાહકો વાંચકોને ભલામણ છે.

(૬) આવતા વરસના પુસ્તકોની ચુંટણીની જા. ખ. આ સાથે આપેલી છે. આ વરસથીયે આવતા વરસમાં અવર્ણનિય કીંમતી ગ્રંથો અમો આપની સેવામાં રજુ કરીશું.

(૮) પ્રથમ વરસના શેટ ખલાસ થયા છે માત્ર નૂરજહાં અને નવવલ્લરીનીજ થોડી નકલ બાકી છે.

# બે બોલ.

---

શ્રી પરમ કૃપાળુ પરમાત્માની કૃપાએ તેમજ સાહિત્ય પ્રેમી કદરદાન ગ્રાહકોની મમતાભરી કૃપાએ આ ગ્રંથમાળા આ પુસ્તકથી પોતાનું બીજુ વરસ પુરૂ કરી ત્રીજા વરસમાં પ્રવેશ કરે છે. ગ્રાહકોને પુરૂં વાંચન આપવાને અમારો અડગ નિશ્ચય હતો તે આજે પુરો થાય છે એટલે આ પુસ્તકથી નવા લવાજમની માગણી કરીએ છીએ. ને જે ગ્રાહકોએ ત્રીજા વરસમાં ગ્રાહક રહેવાને ના લખેલું છે તેમને આ પુસ્તક ક્રમે ક્રમે સાદા બુક પોસ્ટથી મોકલવાની શરૂઆત કરી છે.

'મહુમ્મદ પયગમ્બર' માં જણાવ્યા પ્રમાણે ગ્રંથ માળાના ત્રીજા વરસથી નવિન યોજનાથી પ્રકટ કરવાને અમારો ઇરાદો છે, નવા વરસમાં કાગળો પુઠાં વિગેરેમાં એકદમ સુધારો કરવાને વ્યવસ્થા કરી છે. તેમ ગ્રંથમાળા ના પુસ્તકો બહુજ અનિયમિત પ્રકટ થતાં હતાં તે બદલ ની ફરીયાદ ન આવે તે બદલ પુરેપુરાં ૧૨૦૦ પૃષ્ટનાં પુસ્તકો એકજ વરસમાં ગ્રાહકોને વગર ઉઘરાણીએજ પહોંચી જાય એવો બંદોબસ્ત અમોએ કીધેલો છે.

'પયગમ્બર' પછી 'લગ્ન કે જીંદગીની જેલ' પુસ્તક આપવાનું હતું તે પુસ્તક જોકે પ્રેસમાં લગભગ અર્ધુ છપાઈ ચુક્યું છે પરંતુ તેનું પ્રુફસ તેના લખનાર બંધુ ને મોકલવાનું હોવાથી પ્રુફસ આવતાં જતાં બહુજ વિલંબ થાય તેમ હતો જેથી આ વાર્તા સંગ્રહ બહુજ કાળજી પૂર્વક તઇયાર કરાવી વાંચકોની સેવામાં રજુ કર્યો છે.

ત્રીજા વરસનું પ્રથમ પુસ્તક એકાદ માસમાંજ તઇયાર થશે એટલે ગ્રંથમાળાનું ત્રીજું વરસ હવેથી જાનેવારી માસથીજ ગણવાનું છે. દર બે માસે અગર તેથી પણ ઓછા દીવસોએ માળાના ગ્રંથો નિયમિત પ્રકટ થયા જશે તેની અમારા રસજ્ઞ ગ્રાહકોએ ચોકકસ ખાત્રી રાખવી તેમ આવતી સાલે લવાજમમાં ૦-૮-૦ નો વધારો કરવાનો છે પરન્તુ ચાલુ રહેનાર ગ્રાહકો પાસે થી તે લવાજમ લેવાશે નહીં તેમ આવતા વરસે પૃષ્ઠો પણ ૧૨૦૦ ને બદલે ૧૫૦૦ અપાશે.

આ ગ્રંથમાળા પ્રતિ નિઃસ્વાર્થ વૃત્તિથી સેવા ભાવે ગ્રંથો લખી આપનાર ગ્રંથકારો—ભીખાભાઇ પુન્યાસ, વેણીલાલ આર. પટેલ, મોતીલાલ કાળીદાસ પટેલ નાગરદાસ ઈ. પટેલ, કવિશ્રી ધીરજ, બાલકૃષ્ણ ચુનીલાલ (જ્યોતિ), શ્રી વીમાવાળા બ્રધર્સ, રામલાલ ચુનીલાલ કણીયા. વિગેરે વિગેરેનો આ સ્થળે હું જાહેર આભાર

માનવાની તક લઉં છું અને સાહિત્ય કુંજ ગ્રંથમાળા જેવી જરૂર દસ્ત સંસ્થા પ્રતિ તેમનો સહકાર જોઈ હું તેમનો પૂર્ણ ઉપકાર માનું છું.

શારદા વિજય પ્રેસના મેનેજર મારા સ્નેહી શ્રી માણેકલાલ હરજીવનદાસ શાહ ગ્રંથમાળાનાં મુફ્સ વાંચવામાં તેમ પ્રેસ માટેની કેટલીક કરી આપેલી સુલભ અનુકુળતાઓ વિગેરે વિગેરે બદલ ગ્રંથમાળા આશ્રમ તરફથી હું તેમનો ખરા હૃદયથી આભાર માનવાની સોનેરી તક લઉં છું.

માળાના પુસ્તકોમાં જા. ખ. આપનાર સેવાભાવી અમારી કદર કરનાર મે. ગ્રાહક બંધુઓ, લેખકો અને ટપાલનું ખર્ચ પણ પોતાની ગાંઠનું ખર્ચનાર નિઃસ્વાર્થ તંત્રી બંધુ વેણીલાલ રંગીલદાસ પટેલ એ સર્વેનો પુનઃ જાહેર આભાર માની આ નિવેદન પુરૂં કરૂં છું.

લી.

અંબાઈદાસ બાબરભાઈ પટેલ.



# કેટલાક વાર્તાઓ



## શ્રાપ.



હું બર્લિન નગરનો રહેનાર છું. મને નાનપણથી મુસાફરીનો પુષ્કળ શોખ હતો. પિતાના સ્વર્ગવાસ પછી મારા મનમાં એવી ધુન આવી કે પગે ચાલીને પૃથ્વીના દેશ દેશાન્તરોની મુસાફરી કરૂં. મારી પાસે પુષ્કળ ધન હતું તે સર્વ રૂપિયા એક બેંકમાં જમા કરાવી દીધા અને તેની સાથે એવી શરત કરી કે જ્યારે હું ફરમાવું ત્યારે મને રૂપિઆ મોકલ્યા કરે. એ કાર્યથી મુક્ત થઇ મેં મુસાફરીના સામાનનો બંદોબસ્ત કર્યો. આવશ્યક વૈજ્ઞાનિક યન્ત્રો સાથે લીધાં અને ઇશ્વરનું નામ લઇને મેં મારી મુસાફરી શરૂ કરી એ વખતે મારાં હૃદયમાં એવી કલ્પના ઉત્પન્ન થવા લાગી કે પગે ચાલીને પૃથ્વીની મુસાફરી કરનારો હું પહેલ વહેલોજ છું. અન્ય

મુસાફરોએ રેલ્વે વહાણુ અને મોટર કારનો આશ્રય લીધો હતો. હું પહેલોજ વીર-આત્મા છું કે જે પોતાને પગે પ્રકૃતિના વિરાટ ઉપવનની મુસાફરીને માટે તૈયાર થયો ને. જો મારાં સાહસ અને ઉત્સાહથી આ કષ્ટસાધ્ય મુસાફરી પૂરી કરીશ તો સમસ્ત સંસાર મને સન્માન અને ગૌરવનાં શિખર ઉપર ચટાવી દેશે અને અનંત કાળ સુધી મારી કીર્તિનો રાગ આલાપ્યા કરશે એ વખતે મારૂં મસ્તક એવા વિચારોથી ભરેલું હતું. અને પ્રભુનો ઉપકાર માનું છું કે હજારો મુશ્કેલીઓની સામે થવા છતા પણ ધૈર્યે મારો સંગ ન છોડયો અને ક્ષણુને માટે પણ હું નિરૂત્સાહી ન બન્યો.

હું કેટલાંયે વર્ષો એવાં સ્થાનમાં રહ્યો છું કે જ્યાં નિર્જનતા સિવાય મારો કોઇ બીજો સાથી નહોતો. કેટલાંયે વર્ષો હું એવાં સ્થાનમાં રહયો છું. કે જ્યાં પૃથ્વી અને આકાશ હીમની શીલાઓ હતી. હું ભયંકર પ્રાણીઓના રહેઠાણુ નજદીક સુતો છું પક્ષીઓની સાથે રાત્રિઓ વીતાડી છે. પણુ એ સર્વ આપત્તિઓ મેં વિદારી હતી, અને સાહિત્ય અને વિજ્ઞાન સંસારને મારા ચરણો પર શીશ નમાવવાને થોડોજ સમય બાકી હતો.

મેં એ મુસાફરીમાં મોટાં મોટાં અદ્ભુત દશ્યો જોયાં હતાં, અને કેટલીયે જાતિઓના આકાર, વ્યવહાર

રહેણી કરણીનું અવલોકન કર્યું છે. મારી મુસાફરીનુ વૃત્તાંત વિચાર, અનુભવ અને નીરીક્ષણનું એક અમુલ્ય રત્ન થશે. મેં એવી એવી આશ્ચર્યજનક ઘટનાઓ આંખો-થી જોઇ છે કે જે અલિફ લૈલાની કથાઓથી ઓછી મનો-રંજક નથી. પરન્તુ જે ઘટના મેં જ્ઞાન સરોવરના ત્રટ પર જોઇ તેનું ઉદાહરણ મળવું મુશ્કેલ છે, હુ તેને કદી પણ ભુલીશ નહીં. જો મારા તમામ પરિશ્રમનો ઉપહાર આ એકજ રહસ્ય હોત તો પણ હું એને પૂરતો સમજત. હું એ બતાવી દેવાની જરૂર જાઉં છું કે હું મિથ્યાવાદી નથી, અને વિભૂતિઓ અને સિદ્ધિઓ પર મારો વિશ્વાસ નથી, હું તો એવા વિદ્વાનનો ભકત છું કે જેનો આધાર તર્ક અને ન્યાય પર છે. જો કોઇ મારી આગળ આ ઘટનાનું વર્ણન કરત તો હું તેના પર વિશ્વાસ આણવાને બહુ સંકોચતા પણ હું જેનું વર્ણન કરી રહયો છું તે ઘટના સત્ય છ જો મારાં આ કથન ઉપર પણ કોઇ અવિશ્વાસ કરે તો તેની માનસિક દુર્બળતા અને વિચારો નું સાંકડાપણું છે એમ હું સમજું.

મુસાફરીનું સાતમું વર્ષ હતું અને જેઠ માસ ચાલતો હતો. હું હિમાલયની તળેટીના જ્ઞાન સરોવરના ત્રટપર લીલાં લીલાં ઘાસ પર પડયો હતો. ઋતુ અત્યંત આલ્હાદજનક હતી. જ્ઞાન સરોવરના સ્વચ્છ નિર્મળ જળમાં આકાશ અને પર્વતની હારનો પડછાયો, જલ

પક્ષીઓનું પાણી ઉપર તરવું, શ્વેત હીમ શ્રેણીનું સુર્યના પ્રકાશમાં ચમકવું વિગેરે દ્રશ્યો એવાં મનોહર હતાં કે આનંદથી હું વિહ્વળ થઇ ગયો. મેં સ્વીટઝલાંડ અને અમેરિકાનાં બહુ પ્રશંશિત દ્રશ્યો જોયાં છે પણ તેમાં આવી શાન્તિપ્રદ શોભા ક્યાં હતી? માનવ બુદ્ધિએ તેના કુદરતી સૌંદર્યને પોતાની કૃત્રિમતાથી કલંકિત કરી નાખ્યું છે. હું તલ્લીન બનીને એ સ્વર્ગીય આનંદનો ઉપભોગ કરતો હતો એટલામાં એકાએક મારી દ્રષ્ટી એક સિંહ ઉપર જઇને પડી. તે મન્દ ડગલે મારા તરફ આવતો હતો. તેને જોતાંજ મારૂં લોહી સુકાઇ ગયુ અને હોશ ઉડી ગયા. એવો જબરજસ્ત સિંહ મેં મારી નજરે આજ દિન સુધી જોયો નહોતો. ત્યાં જ્ઞાનસરોવર શિવાય એવું કોઇ બીજું સ્થાન નહોતુ કે ત્યાં જઇને હું મારો પ્રાણ બચાવું. હું તરવામાં કુશળ હતો પણ હુ એવો ભયભીત થઇ ગયો હતો કે મારા સ્થાનપરથી હાલી શક્યો નહીં. મારા અવયવો મારા કાબુમાં નહોતાં હું સમજી ગયો કે મારી જીન્દગી આજ સુધીજ હતી. એ સિંહના પંજામાંથી છુટવાની આશા નહોતી અકસ્માત મને યાદ આવ્યું કે મારા ગજવામાં એક ગોળીઓથી ભરેલી પીસ્તોલ છે જે હું ઘેરથી નીકળ્યો ત્યારે આત્મ રક્ષણને માટે સાથે લીધી હતી. મને આશ્ચર્ય થયું કે અત્યાર સુધી મારી સ્મૃતિ ક્યાં ગઇ હતી? મેં તુર્તજ

પીસ્તોલ ગજવામાંથી કાઢી અને પાસે આવેલા સિંહ પર ગોળી છોડવા તૈયાર થયો એટલામાં નીચેના શબ્દો મેં સાંભળ્યા:—

"મુસાફર ઈશ્વરને ખાતર ઘા કરીશ નહીં. કારણ કે તને દુઃખ થશે. સિંહરાજ તને જરા પણ દુઃખ દેશે નહીં."

મેં ચકિત થઈને પાછળ જોયું એક યુવતિ રમણી મારા તરફ આવતી જણાઈ, તેના એક હાથમાં સોનાનો લોટો હતો. મેં મુસાફરીમા ઘણી સર્વાંગ સુન્દર સુન્દરીઓ જોઇ હતી પણ હિમાચલની આ અપ્સરા મેં એકજ વાર જોઈ અને તેનું ચિત્ર આજ મારા હૃદય પટ પર મે ચીતરી રાખ્યું છે. 'વેડાઈક' અને 'રમબ્રાંટના આકૃતિ ચિત્રોમાં એવી મનોહર છબી મેં જોઇ નથી. 'રફેલ' અને કોરેજિયો' એ પણ આવું ચિત્ર ચિત્રર્યું નથી. મારા હાથમાંથી પીસ્તોલ પડી ગઈ. કોઇ બીજી શક્તિ એ વખતે મને મારી ભયાનક પરિસ્થિતિથી નિશ્ચિત કરી શકતે નહીં.

હું તે સુન્દરી તરફ જોઇ રહયો હતો. તે સિંહ પાસે આવી. સિંહ તેને જોતાંજ ઉભો થઇ ગયોઅને મારા તરફ શંકાશીલ દ્રષ્ટિથી જોઇ મેઘની માફક ગર્જ્યો. રમણીએ એક રૂમાલ કાઢીને તેનું મ્હોં લુછ્યું અને દુધથી

ભરેલો લોટો તેની આગળ મૂકયો. સિંહ દુધ પીવા લાગ્યો. મને તો આશ્ચર્યની સીમા રહી નહીં. હું વિચાર કરતો રહ્યો કે આ ઇન્દ્રજાળ છે કે જાદુ? હું વ્યવહાર- લોકમાં છું કે વિચાર-લોકમાં. હું સુતો છું કે જાગતો તેની ખાત્રી કરી. મેં સરકસના પાળેલા ઘણા સિંહો જોયા છે તેને કાબુમાં રાખવાને માટે જુદા જુદા પ્રકારના હથીઆરોથી કામ લેવું પડે છે. અને આતો તેનાથી જુદી રીતે માંસ હારી પશુ તે રમણીની સામે એવી રીતે પડયો હતો કે જાણે સિંહની ચોનામાં કોઇ અગ! મનમાં પ્રશ્ન ઉત્પન્ન થયો કે રમણીમાં એવી કયી ચમત્કારિક શકિત છે! કે જેણે સિંહને આ પ્રમાણે વશ કર્યો છે. શું પશુ પણ પોતાનાં હૃદયમાં કોમળ અને રસિક ભાવ છુપાવી રાખે છે? કહે છે કે મહુવરનો આલાપ કાળા નાગને મસ્ત કરી નાખે છે. જ્યારે ધ્વનિમાં એવી શકિત છે ત્યારે સૌન્દર્યની શકિતનું કોણ અનુમાન કરી શકે છે? રૂપ, લાલિત્ય સંસારનું સર્વથી અમુલ્ય રત્ન છે. પ્રકૃતિની રચના નૈપુણ્ય નો સર્વોત્તમ આદર્શ છે.

જ્યારે સિંહ દુધ પી રહયો ત્યારે સુન્દરીએ રૂમાલથી ફરી એનું મ્હોં લુછયું અને તેનું શીર પોતાની જાંગ પર રાખી તેનો વાંસો થાબડવા લાગી. સિંહ પૂછડી હલાવતો હતો અને સુન્દરીની અરૂણવર્ણી હથેલીઓ ચાટતો હતો. થોડીવાર પછી બન્ને એક ગુફામાં છુપાઇ

ગયાં. મારાં મનમાં પણ એવી ધુન આવી કે કોઇપણ પ્રકારે આ જાદુને હું પકડું અને એનું રહસ્ય જાણું. જ્યારે બન્ને અદ્રશ્ય થઇ ગયા ત્યારે હું ઉઠયો અને ગુપચુપ તે ગુફાનાં દ્વાર નજીક જઇ પહોંચ્યો. ભયથી મારા શરીરનાં રૂવાં ખડાં થઇ રહ્યાં હતાં અને સર્વાંગ કંપતું હતું, પણ એ રહસ્ય પટને ખોલવાની ઉત્સુકતા ભયને દબાવી દેતી હતી મેં ગુફાની અંદર જોયું તો શું જોયું ? પૃથ્વીપર જરીનો ગાલીચો પાથરેલો હતો અને કારચોબથી મઢેલા તકીયા ગોઠવેલા હતા. સિંહ ગર્વથી ગાલીચા ઉપર બેઠો હતો. સોના ચાંદીનાં પાત્રો, સુન્દર ચિત્રો, ફુલોના ગુચ્છા સર્વ પોતપોતાનાં સ્થાન પર ગોઠવાયલાં હતાં અને ગુફા રાજભવનને પણ શરમાવતી હતી. દ્વાર પર મારો પડછાયો જોઇને તે સુન્દરી બહાર નીકળી આવી અને મને કહ્યુ. 'મુસાફર ! તું કોણ છે ? અને અહીં શા માટે આવ્યો છે ?'

કેવો મનોહર તેનો અવાજ હતો ? મેં તેના સામે જોયું તો સુન્દરીનું મુખ કરમાએલું હતું. તેના નેત્રોમાંથી નિરાશા નીતરી રહી હતી. તેના સ્વરમાં પણ કરૂણા અને વ્યથાનું મિશ્રણ હતું. મેં ઉત્તર આપ્યો. 'દેવી ! હું યુરોપખંડનો નિવાસી છું. અહીં દેશાટન કરવા આવ્યો છું. મારૂં પરમસૌભાગ્ય છે કે તમારાથી સભાષણ કરવાનું ગૌરવ મને પ્રાપ્ત થયું છે.'

સુન્દરીના ગુલાબી અધરોષ્ટ પર મધુર સ્મિતની ઝાંખી દેખાવા લાગી, તેમાં કાંઇક કુટિલ હાસ્યનો પણ અંશ હતો. કદાચિત એ મારા અસ્વાભાવિક વાતનું પરિણામ હશે. તેણે કહ્યું, "તું વિદેશથી અહીં આવ્યો છે? આતિથ્ય એ અમારૂં કર્તવ્ય છે, હું આજે તને આમંત્રણ કરૂં છું તેનો તું સ્વીકાર કર."

મેં અવસર જાણીને ઉત્તર આપ્યો; "તમારી આ કૃપા મારે માટે ગૌરવની વાત છે. પણ આ રહસ્યે મારી ભૂખ, તરસ બંધ કરી દીધી છે. હું આશા રાખું છું કે તમે જરૂર એ રહસ્ય પર પ્રકાશ પાડશો."

સુન્દરીએ એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને કહ્યું. "મારી જીવનકથા વિપત્તિની એક મોટી કથા છે, તે સાંભળીને તને દુઃખ થશે" પણ મેં જ્યારે બહુજ આગ્રહ કર્યો ત્યારે તેણે મને બેસવાનુ કહ્યું અને પોતાનો વૃત્તાંત સંભળાવવા લાગી.

હું કાશ્મીર દેશની રહેનારી રાજકન્યા છું. મારાં લગ્ન એક રજપૂત યોદ્ધા સાથે થયાં હતાં. તેનું નામ નૃસિંહદેવ હતું. અમે બન્ને ઘણા આનંદથી જીવન વ્યતીત કરતાં હતાં. સંસારનો સર્વોત્તમ પદાર્થ રૂપ છે, બીજો સ્વાસ્થ્ય, અને ત્રીજો ધન. પરમાત્માએ અમોને એ ત્રણે પદાર્થો પુષ્કળ પ્રમાણમાં આપ્યા હતા. હું દિલગીર છું

કે તેની સાથે તમારી મુલાકાત કરાવી શકતી નથી. એવો સાહસીક, એવો સુન્દર અને એવો વિદ્વાન પુરૂષ આખા કાશ્મીરમાં બીજો કોઈ નહોતો. હું તેની સદા આરાધના કરતી હતી. તેનો મારા ઉપર અપાર સ્નેહ હતો. કેટલાક વર્ષો સુધી અમારૂં જીવન એક પાણીના ઝરાની માફક વૃક્ષ પુંજો અને હરિયાળાં મેદાનોમાં વ્હેતું રહ્યું હતું.

મારી પાડોશમાં એક મન્દિર હતું. તેનો પૂજારી એક શ્રીધર પંડિત કરીને હતો. અમે બન્ને પ્રાતઃકાળે તથા સન્ધ્યા સમયે તે મંદિરમાં ઉપાસન કરવા જતાં હતાં. મારા સ્વામી કૃષ્ણનાં ભકત હતા. મંદિર એક સુરમ્ય સાગરના તટપર બનાવવામાં આવેલું હતું. ત્યાંની પવન લહરી ચિન્તને આનંદિત કરતી હતી, તેથી ઉપાસના કરી રહ્યા પછી પણ ત્યાં કલાકભર અમે ત્યાં બેસી રહેત હતાં. શ્રીધર મહા વિદ્વાન, વેદોનો જાણનાર અને શાસ્ત્રો ને સમજનાર હતો. તેની પણ કૃષ્ણ ઉપર અવિરલ ભક્તિ હતી. સમસ્ત કાશ્મિરમાં એનાં પાંડિત્યની ચર્ચા થતી તે સંયમી, સંતોષી અને આત્મજ્ઞાની પુરૂષ હતો. તેની આંખોમાંથી શાન્તિની જ્યોતિ રેખાઓ નીકળતી માલમ પડતી હતી. હંમેશાં તે પરોપકારમાં મગ્ન રહેતો હતો. તેનું પરોપકારી–દયાળુ– હૃદય નિત્ય પર વેદનાથી પીડિત રહેતું હતું.

પંડિત શ્રીધર મારા પતિથી લગભગ દશ વર્ષ

મોટા હતા, પણ તેની ધર્મપત્ની વિદ્યા ધરી મારીજ ઉમ્મરની હતી. અમે બન્ને સખીઓ હતી. વિદ્યા ધરી બહુ ગંભીર અને શાંત પ્રકૃતિની સ્ત્રી હતી. જો કે રંગ રૂપમાં તે રાણી સમાન હતી છતાં પણ પોતાની સ્થિતિની તે સન્તુષ્ટ હતી. પોતાના પતિને તે દેવતુલ્ય સમજતી હતી

શ્રાવણ માસ હતો. આકાશમાં કાળાં કાળાં વાદળા દોડી રહયાં હતાં તે એવી રીતે કે જાણે મેંશના પર્વતો ઉડી રહયા હતા. જાણે સ્વર્ગથી અમૃતનાં બિન્દુઓ ટપકી રહયાં છે. જળનાં બિન્દુઓ પુલો અને પત્રો ઉપર મોતી સમાન ચમકી રહયાં હતાં. ચિત્તની અભિલાષીઓને ઉશ્કે રનારો તે સમયનો દેખાવ હતો. તે એવો વખત હતો કે જ્યારે રમણીઓને વિદેશ ગયેલા પ્રિયતમની યાદ દેવડાવી રડાવતો હતો અને હૃદય કોઇને આલિંગન કરવાને વ્યગ્ર થઇ જાય છે. સૂની શય્યા જોઇને હૃદયમાં કઇ કંઇ થઇ જાય છે. એવી રૂતુમાં વિરહિણીઓ વિરહને લીધે પોતાની માંદગીનું બહાનું કાઢે છે કારણ એમ કરવાથી તેને જોવાને તેના પ્રતિ દેવ આવે. એવી રૂતુમાં માળીની પુત્રી કયારીઓમાંથી ચંપા અને વેલાનાં ફુલો પુષ્કળ વીણે છે કારણકે એ વખતે હાર અને ગજરાની બહુ માગણી થાય છે. હું અને વિદ્યાધરી બેઠી બેઠી વના રૂતુની બહાર નીરખતી હતી અને કવિ કાલીદાસનું રૂતુ સંહાર વાંચતી હતી, એટલામાં મારા પતિએ આવીને

કહ્યું "આજનો દિવસ બહુ સુંદર છે. હીંચકે બેસી હીંચવામાં બહુ મઝા પડશે." શ્રાવણ માસમાં હીંચકે બેસી હીંચવાનું કોને ના ગમે? એ દિવસોમાં દરેક રમણીઓનું ચિત્ત એની મેળેજ હીંચકો હીંચવાને વિકળ થઈ જાય છે. જ્યારે વનમાં વૃક્ષ હીંચે છે જળના તરંગો હુંચે છે ગગન મંડળમાં મેઘ હીંચે છે જ્યારે આખું જગત આનંદિત બની જાય છે ત્યારે રમણીનું કોમળ હૃદય કે મન ચંચળ બની જાય! વિદ્યાધરી પણ રાજી થઈ! રેશમની દોરીઓ કદમ વૃક્ષની ડાળે બંધાઇ ચંદનનો પાટ ગોઠવાયો એટલે હું અને વિદ્યાધરી હીંચવા ગયા. જે પ્રમાણે જ્ઞાન સરોવર પવિત્ર જળથી ભરેલું હતું તે પ્રમાણે અમારાં હૃદય પવિત્ર આનંદથી ભરેલાં હતાં. પણ અફસોસ! તે કદાચિત મારા સૌભાગ્ય ચન્દ્રનું છેલ્લું કિરણ હતું. હું હીંચકા પાસે જઇને તે ઉપર બેઠી પણ કોણજાણે કેમ વિદ્યાધરી તે ઉપર ન આવી શકી. તે કેટલીયે વાર હીંચકા પર આવવા તઇયાર થઇ પણ ઉપર ના આવી શકી. વિદ્યાધરીને હીંચકા ઉપર બેસાડવા મારા પતિએ તેની બાંય પકડી તે વખતે તેમનાં નેત્રોમાં એક વિચિત્ર તૃષ્ણાની જ્યોતિ; અને મુખ પર વિચિત્ર આતુરતા હતી તે ધીમે સ્વરે મલ્હાર ગાતા હતા. પણ વિદ્યાધરી જ્યારે હીંચકાના પાટ ઉપર આવી ત્યારે તેનું મુખ અસ્ત પામતા સુર્યની માફક લાલ થઇ રહ્યું હતું અને

આંખોમાંથી ક્રોધની ચીનગારીઓ ઉડતી હતી. તેણે ક્રોધથી ઉન્મુત થઇને પતિદેવ તરફ જોઇ કહ્યું:–તેં કામને વશ થઇને મારા શરિરને હાથ લગાડયો છે, હું મારા પ્રતિવ્રતના બળથી તને શ્રાપ આપું છું કે તું આ ક્ષણેજ પશુ બની જા."

એટલું કહીને વિદ્યાધરીએ પોતાનાં ગળામાંની રૂદ્રાક્ષની માળા કાઢી મારા પતિદેવ ઉપર ફેંકી એટલે તુરતજ મારા પતિદેવની જગ્યાએ એક મોટો સિંહ મારી નજરે પડયો.

(૨)

હે મુસાફર! મારા પ્રિય પતિની એવી ગતિ જોઇને મારૂં લોહી સુકાઇ ગયું અને હૃદય ઉપર જાણે વિજળી પડી. હું વિદ્યાધરીને ચરણે પડી અને ડુસ્કે ને ડુસ્કે રડવા લાગી તે વખતે મારી નજરે જોઇને મને અનુભવ થયો કે પતિવ્રતનો મહિમા કેટલો પ્રબળ છે? આવી વાતો મેં પૂરાણોમાં વાંચી હતી પણ મને વિશ્વાસ નહોતો કે વર્તમાન કાળમાં જ્યારે સ્ત્રી પુરૂષના સંબંધમાં શાસ્ત્રાર્થની માત્રા દિન પ્રતિદિન અધિક થતી જાય છે. ત્યારે હજુ પ્રતિવૃત ધર્મમાં આવો પ્રભાવ હશે. મારા પતિ વિદ્યાધરીને હંમેશ બ્હેન કહીને બોલાવતા હતા. તે અત્યંત સ્વરૂપવાન હતા સ્વરૂપવાન પુરૂષની સ્ત્રીનું જીવન

બહુ સુખમય હોતું નથી. પણ મને તેમના ઉપર સંશય લાવવાને એક પણ પ્રસંગ મળ્યો નહોતો, જેમ સતી પોતાના ધર્મનું પાલન કરે છે તે પ્રમાણે મારા પતિ પત્નીવ્રતનું પાલન કરતા હતા. તેમની દ્રષ્ટિમાં કુચેષ્ટાઓ નહોતી તેમના વિચારો અત્યંત ઉજ્વળ અને પવિત્ર હતાં. અને તે એટલે સુધી કે કાલીદાસની શુંગારમય કવિતાઓ પણ તેમને પ્રિય નહોતી. પણ કામના મર્મભેદી બાણોથી કોણ બચ્યું છે! જે કામે શિવ બ્રહ્મા જેવા તપસ્વીઓની તપસ્યાનો ભંગ કર્યો. જે કામે નારદ અને વિશ્વામિત્ર જેવા રૂષિઓના કપાળે કલંકનો ડાઘ લગાડી દીધો. તે કામ સર્વ કરી શકે છે. સંભવ છે કે સુરાપાનની સાથે કામો-તેજક રૂતુએ મળીને તેનાં ચી-તને વીહ્વળ બનાવી દીધું હોય. મારૂ ગુમાન તો એવું છે કે એ વીદ્યાધરીની માત્ર ભ્રાન્તી હતી. ગમે તેમ હો પણ તેણે શ્રાપ દઈ દીધો. તે વખતે મારા મનમાં એમ થયું કે જે શકતીનો વીદ્યાધરીને ગર્વ છે તે શકતી શું મારામાં નથી? શું હું પતીવ્રતા નથી? પણ હા! મેં મારા શબ્દો મ્હોંમાંથી કાઢવાની બહુયે મહેનત કરી પણ મારી જીભજ ઉપડી નહીં. જે અખંડ વીશ્વાસ વીદ્યાધરીને પોતાનાં પતીવ્રત ઉપર હતો તે મને નહોતો. લાચારીએ મારા પ્રતીકારના આવેગને શાન્ત કરી દીધો. મેં બહુજ ગરીબાઈથી કહ્યું. "બ્હેન તમે આ શું કર્યું ?"

વીદ્યાધરીએ નીર્દય થઈને કહ્યું. 'મેં કાંઇ નથી કર્યું. એ એના કર્મોનું ફળ છે.'

મેં કહ્યું–તમને મુકીને હું કોને શરણે જાઉં? શું તમે મારા ઉપર દયા નહીં કરો?

વીદ્યાધરી–મારાથી હવે કાંઇપણ થઇ શકે તેમ નથી.

મેં કહ્યુ–દેવી તમે પતીવ્રતા છો. તમારા વાક્યનો મહીમા અપાર છે તમારો ક્રોધ માણસને પશુ બનાવી શકે છે તો શું તમારી દયા પશુમય માણુસ નહીં બનાવી શકે?

વિદ્યાધરી–પ્રાયશ્ચિત કરો! એના સિવાય બીજો ઉદ્ધારનો માર્ગ નથી.

મુસાફર! હું રાજપૂતની કન્યા છું. મેં વિદ્યાધરીના અધિક કાલાવાલા ન કર્યા. તેનું હૃદય દયાનો સાગર હતું. જો હું તેના ચરણો પર પડીને આજીજી કરત તો કદાચ તે મારા ઉપર દયા કરતે. પણ રાજપુતની કન્યા એટલું અપમાન સહન કરી શકતી નથી. તે ઘુણાનો ઘા સહન કરી શકે છે. ક્રોધનો અગ્નિ સહન કરી શકે છે પણ દયાનો ભાર તેનાથી ઉંચકી શકાતો નથી. મેં એકદમ પતિદેવના ચરણો પર મસ્તક મૂક્યું અને પછી તેને સાથે લઇને હું ઘેર ચાલી ગઇ.

(૩)

કેટલાક મહિનાઓ વીતી ગયા. હું પતિદેવની સેવા સુશ્રુષામાંજ તલ્લીન રહેતી હતી. જો કે તેમની જીવ્હા અન્ધ થઇ ગઈ હતી પણ તેની આકૃતિથી સાફ માલમ પડતું હતું કે તે પોતાનાં કર્મથી લજ્જિત હતા. જોકે તેમનું રૂપાન્તર થઇ ગયું હતું તોપણ તેમને માંસની અત્યંત ચીત હતી. મારી પશુશાળામાં સેંકડો ગાય ભેંસો હતી પણ શેરસિંહ—મારા સિંહ બની ગયેલા પતિએ—કોઇના તરફ નજર સરખી પણ કરી નહોતી. હું તેમને બન્ને વખત દુધ પાતી હતી અને સાંજના વખત તેને સાથે લઇને પહાડોમાં ફરવા જતી હતી. કોણ જાણે શાથી મારા મનમાં ધૈર્ય અને સાહસનો એટલો બધો સંચાર થઇ ગયો હતો કે મને મારી દશા અસહ્ય નહોતી જણાતી. મને એવો વિશ્વાસ હતો કે જલદીથી આ દુઃખનો અંત આવશે.

એ વખતે હરદ્વારમાં ગંગાસ્નાનો મેળો ભરાવાનો હતો. મારા શહેરમાંથી કેટલાક યાત્રાળુઓનો સમૂહ એ મેળામાં જતો હતો તેની સાથે હું પણ રવાના થઈ. દીન દુઃખીઓને દાન આપવાને માટે કેટલાક પૈસા પણ મેં સાથે લીધા. હું પ્રાયશ્ચિત કરવા જતી હોવાથી પગે ચાલતીજ મુસાફરી કરવાનો નિશ્ચય કર્યો. લગભગ એક મહિને હું હરદ્વાર પહોંચી. હરદ્વારમાં ભારતવર્ષના સર્વ

પ્રાંતના અસંખ્ય યાત્રાળુઓ આવેલા હતા. સંન્યાસીઓ અને તપસ્વીઓની સંખ્યા ગૃહસ્થો કરતાં કાંઇક કમી હતી. ધર્મશાળામાં રહેવાને જગ્યા મળતી નહોતી. ગંગાના તટપર, પર્વતોની તળેટીમાં, મેદાનોમાં જ્યાં જુઓ ત્યાં માણસોજ દ્રષ્ટિએ પડતાં હતાં. દુરથી તે નાનાં નાનાં રમકડાની માફક દેખાતાં હતાં. ભજન અને કીર્તનનો અવાજ હંમેશ કાનપર અથડાયા કરતો હતો. હૃદયમાં આત્મિક શુદ્ધિ ગંગાની જળ લહરીની માફક ઉભરાતી હતી. ત્યાંનાં જળ, વાયુ, આકાશ વિગેરે શુદ્ધ હતાં.

હરદ્વારમાં આવ્યાને મને ત્રણ દિવસ થઇ ચુક્યા હતા. પ્રભાતનો સમય હતો. હું ગંગામાં ઉભી ઉભી સ્નાન કરતી હતી એટલામાં મારી નજર ઉંચે ગઇ તો મને એક માણુસ પૂલ તરફ જતો જણાયો ! અકસ્માત તે માણુસના પગ ઉંચકાઇ ગયા અને સેંકડો ગજની ઉંચાઇથી તે ગંગામાં પડી ગયો. અસંખ્ય આંખો એ દ્રશ્ય નીરખી રહી હતી પણુ એ અભાગી મનુષ્યનો પ્રાણુ બચાવવાનું કોઇ પણુ સાહસ કરી શક્યું નહીં. ભારત વર્ષ સિવાય એવો દયા શુન્ય દેશ કયો હશે ? અને આ એ દેશ છે કે જ્યાં પરમાર્થ મનુષ્યનું પરમ કર્તવ્ય ગણુવામાં આવ્યું છે. લોકો બેઠા બેઠા અપંગની માફક ખેલ જોઇ રહ્યા હતા.

બધા જ્ઞાનશૂન્ય થઇ ગયા હતા. ગંગાનો પ્રવાહ ગાઢુજ જોરવાળો હતો અને પાણી બરફ કરતાંએ વધારે ઠંડુ હતું. મેં જોયું કે તે ભાગ્યહીન મનુષ્ય ગંગાના પ્રચંડ પ્રવાહમાં આગળને આગળ ખેંચાયો જતો હતો. આ હૃદય વિદારક દેખાવ મારાથી જોવાયો નહીં. મને તરતાં આવડતું હતું. ઈશ્વરનું નામ લઇ હું તેને બચાવવા ગંગામાં કુદી પડી. જેમ જેમ હું તેની પાસે જવા મથતી હતી તેમ તેમ પ્રવાહના જોરથી તે મારાથી દૂર જતો હતો. જળની શીતળતાથી મારૂં આખું શરીર અકડી જવા લાગ્યું.

મેં કેટલીયે વાર ખડકોને પકડી થાક ઉતાર્યો. કેટલીયે વાર હું પથ્થરો સાથે અફળાઇ, આખું શરીર બરફની લાદી જેવું થઇ ગયું હતું. મારૂ શરીર એટલું શકતીહીન થઇ ગયું કે હું પણ પ્રવાહમાં તણાવા લાગી અને મને લાગ્યું કે ગંગાના જળમાંજ મારી પણ જળ સમાધિ થઇ જશે. એકાએક મેં તે પુરૂષના શરીરને એક ખડક પાસે અટકી ગયલું જોયું મને આશા આવી અને શરીરમાં વિચિત્ર તેજી આવેલી જણાઇ હું બધું બળ વાપરી તે ખડક ઉપર જઇ પહોંચી અને તેનો હાથ પકડી ખેંચ્યો પણ તેને જોતાંજ મારૂ કલેજુ ધડકવા લાગ્યું. તે શ્રીધર પંડિત હતા.

હે મુસાફર, જીવને મુઠીમાં રાખી મેં આ કામ

પુરૂં કર્યું. જે સમયે હું શ્રીધર પંડિતના અર્ધ-મૃત-દેહને લઈ કીનારા ઉપર આવી ત્યારે હજારો મનુષ્યોના જયનાદથી આકાશ ગુંજી ઉઠયું. કેટલાંયે મનુષ્યોએ મારાં ચરણુમાં મસ્તક નમાવ્યા. હજુ તો લોકો શ્રીધર પંડિતને ભાનમાં લાવવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. એટલામાં વિદ્યાધરી મારી સામે આવી ઉભી રહી. તેનું મોઢું પ્રભાતના ચંદ્ર જેવું ફીકકુ પડી ગયું હતું, હોઠ ધ્રુજતા હતા અને માથાના વાળ વીખરાયલા હતા. આંખોમાંથી આંસુની ધારાઓ વહેતી હતી અને તે જોરથી હાંફતી હતી. દોડીને તે મારાં પગને વળગી પડી પણ દીલ ખોલીને નીર્મળ ભાવથી નહીં! વિદ્યાધરી મર્મવાળા પણ શોકમય અવાજે એટલુંજ બોલી કે-બ્હેન, ઈશ્વર તને આ સત્કાર્યનું ફળ આપે.

(૪)

હે મુસાફર, આ આશીર્વાદ વિદ્યાધરીના અન્તઃકરણમાંથી નીકળ્યો હતો. મને આ આશીર્વાદથી બહુજ આનંદ થયો કારણકે મને ખાત્રીથી લાગતું હતું કે હવે જ્યારે હું ઘેર જઇશ ત્યારે મારા સ્વામી મને હસતા હસતા તેડવા માટે બારણા ઉપરજ ઉભા હશે. હું તરતજ ઘેર જવા નીકળી પડી. આતુરતાથી મારા પગમાં જોર આવ્યું હતું. રાત દિવસ ચાલવા છતાં હું થાકતીજ નહોતી. એક મહીનાની મજલ મેં આઠ દીવસમાં પુરી

ફરી પણ અફસોસ! જ્યારે ઘર આગળ પહોંચી ત્યારે ઘરને જોઇ જાણે છાતી ઉપર હજારો મણનું વજન પડયું હોય એમ લાગ્યું. ઘરની અંદર જવાની પણ હીમ્મત થઇ નહી. એટલે બેસી મે ઘણીવાર સુધી કલ્પાંત કર્યા કર્યું. કોઇ નોકર પણ ત્યાં દેખાતો નહોતો તેમજ પાળેલા પશુ પણ જણાતા નહોતા. બારણામાં ધુળ ઉડતી હતી. છાતી ઉપર પથ્થર રાખી અંદર ગઇ તો જણાયું કે મારો વ્હાલો સિંહ મજબુત સાંકળોથી બંધાયલો હતો તે એટલો દુબળો થઇ ગયો હતો કે પાંસળાના તમામ હાડકાં બહાર દેખાતા હતા. ઉપર નીચે જ્યાં જોઉં ત્યાં આખુ ઘર ઉજ્જડ દેખાતું હતું. મને જોતાંજ શેરસિંહે પુછડી હલાવી અને એકાએક તેની આખો દીવાની માફક ચમકી ઉઠી હું દોડીને તેને ગળે લપટાઇ ગઇ અને સમજી ગઇ કે નોકરોએ દગો કર્યો. ઘરના રાચરચીલાનો પત્તોજ નહોતો સોના-ચાંદીના કીમતી વાસણો વિગેરે બધુંજ અદ્રશ્ય થઇ ગયું હતું. નમખોહીઆઓ મારા અલંકારોની પેટી પણ ઉઠાવી ગયા હતા. આ ચોરીથી મારી મુશીબતનો ઘડો પુરેપુરો ભરાઇ ગયો. કદાચ પહેલેથીજ તેમણે શેરસિંહને જકડી લીધો હશે અને પછી આનંદથી લુંટ ચલાવી હશે. ધર્મ લુંટવા ગઇ હતી ત્યાં ધન લુંટાવીને હું કેવી આફતમાં આવી પડી! ..ગરી બીએ મારી જીંદગીમાં આ પહેલીજવાર મને પોતાનું

ભયાનક સ્વરૂપ દેખાડયું.

હે મુસાફર, આ પ્રમાણે લુંટાયા પછી મને આ સ્થાન કાંટાની માફક ખુંચવા લાગ્યું. એ તેજ ઘર હતું કે જ્યાં અમે આનંદમાં દહાડા કાઢ્યા હતા. એજ કયારીઓ હતી કે જ્યાં અમે પંખીની માફક કલ્લોલ કર્યો હતો. દરેક ચીજની સાથે કંઈ નહી તો કાંઇ યાદગીરી જોડાયલી હતી. તે દિવસો યાદ આવતાં આંખોમાંથી લોહીનાં આંસુ વહેવા લાગતાં હતાં. વસન્ત રૂતુ ચાલતી હતી, ખોરસળીના પુષ્પોની સુગંધથી હવા સુગંધીત થઇ રહી હતી. એવા મનોહર સમયે મેં મારી જન્મભુમિનો હંમેશને માટે ત્યાગ કર્યો. જેમ કોઇ કેદી કેદખાનામાંથી છુટો થતાં કેદખાના તરફ પાછું વળીને જોતો પણ નથી તેમ મેં જન્મભુમિનું સ્મરણ છોડી દીધું. એક અઠવાડીઆ સુધી મેં ચારે તરફ ફરતાં ફરતાં કયાં રહેવું તેની શોધ કરવા માંડી. છેવટે સિન્ધુ નદિને કીનારે એક એકાંત જગા મને પસંદ પડી. અહીં એક જુનું મંદિર હતું. કોઇક કાળે ત્યાં દેવતાઓનો વાસ હશે પણ હાલ તો તે તદન ઉજ્જડ હતું. દેવતાઓએ કાળ ઉપર જીત મેળવી હશે પણ સમયના ચક્ર ઉપર જીત નહીં મેળવી હોય ધીમે ધીમે મને એ જગા બહુ ગમી ગઇ અને સમય જતાં મુસાફરોને માટે ધર્મશાળા તરીકે પણ ખપ લાગવા માંડી.

મને અહીં રહેતા ત્રણ વર્ષ નીકળી ગયા ચોમા

આમાં એક દીવસ સાંજે મંદીરની સામેથી એક માણસને ઘોડા ઉપર બેસીને જતો મેં જોયો. મંદીરથી આશરે બસો ગજ દુર એક તળાવ હતું અને તેને કીનારે ગીચ ઝાડી હતી. પેલો માણસ એ ઝાડીમાં દાખલ થયા પછી દેખાતો બંધ થયો. અંધકાર ગાઢ થતો જતો હતો. એક મીનીટ પછી મને તે તરફથી કોઇ મનુષ્યની ચીસ સંભળાઇ અને પછી બંદુકોનો અવાજ થયો તેથી બાજુ ના પહાડગાજી ઉઠયો.

હે મુસાફર, આ અવાજથી મને કોઇ ભયંકર બનાવ બનતો હોય એવો શક પડયો. હું તરત ઉઠીને ઉભી થઇ અને એક કટાર હાથમાં લઇ તે સરોવર તરફ જવા લાગી.

વરસાદ મુસળધાર વરસવા લાગ્યો. રહી રહીને આકાશમાં એવી કારમી ગર્જનાઓ થતી હતી કે જાણે બાજુના પહાડો એક બીજાની સાથે અથડાતા હોય. વીજળીનો ચમકારો એટલો તિવ્ર હતો કે જાણે આખા સંસારનો પ્રકાશ એકઠો થઇ ગયો હોય. અંધકારની એવી સ્થીતી હતી કે જાણે અમાસની હજારો રાત્રી એકઠી થઈ ગઇ હોય. કમ્મર સુધીનાં પાણીમાંથી શરીરને સંભાળી ચાલતાં ચાલતાં સરોવર સુધી આવી પહોંચી. વીજળીના ઝબકાએ દીવાની ગરજ સારી. સરોવરને કાંઠે

એક મોટી ગુફા હતી તેમાંથી અજવાળુ બહાર આવતુ દેખાતું હતું. મેં ત્યાં જઈ અંદર નજર કરી તો શું દીઠું? એક મોટી મશાલ સળગતી હતી અને ઘણા માણસો તેની આજુબાજુ ઉભા હતા અને એક સ્ત્રી રક્તવર્ણી આંખો કરી દાંત પીસીને કહેતી હતી કે–હુ મારા ધણીની સાથે એને પણ બાળીને ભસ્મ કરી નાખીશ. મારા આશ્ચર્યની સીમા રહી નહીં. મેં શ્વાસ રોક્યો અને ગાંડા માણસની માફક મે કૌતક જોયા કર્યું. તે સ્ત્રીની સામે લોહીથી ખરડાયલી એક લાશ પડી હતી. અને તે લાશની પાસેજ દોરડાથી બાંધેલો એક માણસ માથુ નીચું રાખી બેઠો હતો. મેં અનુમાન કર્યું કે તે પેલોજ ઘોડા ઉપર જનાર માણસ હતો કે જેના ઉપર લુંટારાઓએ હુમલો કર્યો હતો. પેલી લાશ લુંટારાઓના સરદારની હતી અને બોલનાર સ્ત્રી તેની પત્ની હતી. તેના વાળ વીખરાયલા હતા અને આંખોમાંથી અંગારા નીકળતા હતા. અમારા ચિત્રકારોએ ક્રોધને પુરૂષ કલ્પ્યો છે પણ મારા વિચાર મુજબ સ્ત્રીનો ક્રોધ વધારે ઘાતકી અને વિનાશક હોય છે. ક્રોધથી ઉન્મત થયલી કોમળાંગી સુંદરી સાક્ષાત જવાળા બની જાય છે.

તે સ્ત્રીએ ફરીથી દાંત પીસી કહ્યું! હું મારા ધણીની સાથે આને પણ બાળીને ભસ્મ કરી નાખીશ–કહી તેણે પેલા દોરડાથી બંધાયલા પુરૂષને ઘસડયો અને

સગળતી ચીતામાં નાખ્યો. આહ ! કેવો ભયંકર અને રૂંવા ખડા કરનારો દેખાવ હતો. સ્રી પોતાના ધણીનો બદલો લેવાને આવા પીચાશીની થઇ શકે છે. મારૂં લોહી દોડવા લાગ્યું. હવે એક ક્ષણ પણ વીલંબ કરવાનો વખત નહોતો. મેં કટાર ખેંચી અને ગુફામાં દોડી. લુટારાઓ નાસ ભાગમાં પડ્યા કારણ કે તેમને એમ લાગ્યું કે મારી સાથે બીજા માણસો પણ હશે. હું એ ધડક ચીતા આગળ જઇ પહોંચી અને જોતજોતામાં તે કમનસીબ માણસને અગ્નીના મોઢામાંથી બહાર ખેંચી લાવી. હજુ તેના કપડાજ માત્ર સળગ્યા હતા. જેમ સાપ તેનો શીકાર છીનવી લેવાથી ફુંફાડા મારતો દોડે છે તેજ પ્રમાણે અગ્નીની જવાળાઓ મારી પાછળ દોડી. એવું લાગતું હતું કે અગ્ની પણ તેના લોહીનો તરસ્યો થઇ રહ્યો હતો.

એટલામાં લુંટારાઓ સાવચેત થઇ ગયા. અને સરદારની પત્નીએ મારા ઉપર હુમલો કર્યો. સંભવ હતો કે તે કસાઇઓ મારા ટુકડે ટુકડા કરી નાખતે પણ એટલામાં ગુફાના દ્વાર ઉપર મેઘ ગર્જના જેવો અવાજ સંભળાયો અને વિકરાળ રૂપ ધારણ કરેલો શેરસીંહ અંદર આવી પહોંચ્યો. તેનું ભયંકર સ્વરૂપ જોઇ લુટારાઓ જીવ લઇને નાઠા. ફકત લુંટારાના સરદારની પત્ની સ્થંભીત થઇ પોતાની જગા ઉપર ઉભી રહી. એકાએક તેણે પોતાના ધણીની લાશ ઉંચકી અને તેને લઇ ચીતામાં

સી ગઇ. જોત જોતામાં તેનું ભયંકર રૂપ અગ્નીની જવાળામાં ભસ્મ થઇ ગયું. હવે મેં પેલા બાંધેલા માણસ તરફ નજર કરી તો મારૂં હૃદય ઉછળી પડયું. એ તો શ્રીધર પંડિત હતા. મને જોતાંજ માથુ નીચું કરી દીધું. અને રડવા માંડયું. હું તેના સમાચાર પુછતી હતી એટ લામાં ગુફાના એક ખુણામાંથી કોઇનો દર્દભર્યો અવાજ સંભળાયો. જઇને જોયું તો માલમ પડયું કે એક સુંદર યુવક લોહીથી લદબદ થયેલો પડયો હતો. મેં તેને જોતાંજ ઓળખ્યો. તેના પુરૂષ વેશ તેને છુપાવી શકયો નહીં. એ વિદ્યાધરી હતી. મરદના વસ્ત્રો એને બહુ શોભતા હતા. તે શરમ અને શોકની મુર્તિ બની ગઇ હતી. તે મારા પગમાં પડી પણ મોઢેથી કાંઇજ બોલી નહીં.

એ ગુફામાં વધારે વાર ખોટી થવું નુકશાનકારક હતું. કોણ જાણે વખતે લુંટારાઓ હથીઆર લઇ ફરી આવી પહોંચે. બીજી બાજુ ચિતાનો અગ્ની પણ શાંત પડવા લાગ્યો હતો. અને લુંટારાની સતી પત્નીનું ભીષણ સ્વરૂપ અમારી સામે નાચતું હોય એવો અમને ભ્રમ થયો. આ બન્ને પ્રાણીઓને અહીંથી કેવી રીતે બહાર લઇ જવા તેની મને ફીકર થવા લાગી બન્ને લોહીથી લદબદ થયલા હતા. શેરસીંહ મારી ગુંચવણ સમજી ગયો. સીંહ બન્યા પછી એની બુદ્ધિ બહુ તીવ્ર થઇ ગઇ હતી. તેણે મને ઇશારત કરી કે બંનેને મારી પીઠ ઉપર બેસાડી

છે. પહેલા તો હું તેની ઇશારત સમજી શકી નહીં પણ જ્યારે તેણે વારંવાર એકની એક ઇશારત કરી ત્યારે હું સમજી ગઇ. મુંગાના ઘરના માણસો મુંગાનું કહેવું તરત સમજી લે છે. મેં શ્રીધર પંડિતને ઉચકી શેરસીંહની પીઠ ઉપર બેસાડયા. અને તેની પાછળ વિદ્યાધરીને પણ બેસાડી નાનું બાળક વરૂની પીઠ ઉપર બેસતાં જેટલું ડરે છે તેથી વધારે આ બન્ને પ્રાણી ડરતા હતા. હું એ બન્નેને લઇ મંદીરમાં આવી પહોંચી.

એક અઠવાડીઆ સુધી તેમની યથાશકિત સેવા ચાકરી કરી. જ્યારે તેઓ બરાબર સારા થઇ ગયા ત્યારે તેમને વિદાય કર્યા. તેઓ બન્ને કેટલાક માણસો સાથે દેહી જતા હતા. ત્યાંનો રાજા પંડિત શ્રીધરનો શિષ્ય હતો. પંડિતનો ઘોડો આગળ હતો અને વિદ્યાધરીને ઘોડા ઉપર બેસવાનો અભ્યાસ ન હોવાથી તે પાછળ હતી. તેમના બે રક્ષકો પણ વિદ્યાધરીની સાથે હતા. જ્યારે લુંટારાઓએ પંડિતને ઘેર્યા અને પંડિતે પીસ્તોલ થી લુટારાઓના સરદારને માર્યો ત્યારે ઘોંઘાટ સાંભળી વિદ્યાધરીએ ઘોડો આગળ દોડાવ્યો. બન્ને રક્ષકો જીવ લઇને નાઠા તેમજ સંગાથના માણસો પણ જેને જેમ ફાવ્યું તેમ નાસી ગયા. વિદ્યાધરીને લુટનારાઓએ પુરૂષ સમજી ઘાયલ કરી અને પછી બન્નેને બાંધી ગુફામાં લઇ ગયા. તે પછીના બનાવ મેં મારી નજરે જોયા. જો કે

મારે ત્યાંથી જતી વખતે વિદ્યાધરીનું રૂપે રૂવું મને આ શીર્વાદ આપી રહ્યું હતું છતાં હાય! હજી પ્રાયશ્ચિત પુરૂ થયું નહોતું. આટલો ભોગ આપીને પણ હું મારો મનોરથ પાર પાડી શકી નહીં.

હે મુસાફર, એ જગ્યાએ મારે રહેવું હવે કઠણ થઇ પડયું કારણકે લુંટારાઓ બંદુક લઇ શેરસિંહને રાત દીવસ શોધવા લાગ્યા. લાચાર થઇ હું ત્યાંથી નીકળી પડી અને મોટા મોટા પહાડો ઓળંગતી અહીં આવી પહોંચી. આ જગા મને એટલી પસંદ પડી છે કે આ ગુફાનેજ મેં મારૂં ઘર બનાવી દીધું છે. આજથી ત્રણ વર્ષ પહેલાં મેં જ્ઞાન સરોવરનાં દર્શન કર્યાં. તે વખત આજ રૂતુ ચાલતી હતી, એક વખત હું જ્ઞાન સરોવર ઉપર પાણી ભરવા ગઇ હતી ત્યારે મેં જોયું કે એક ઉમદા ઘોડા ઉપર સ્વાર થઈ રત્ન જડીત અલંકારો પહેરી હાથનાં ભાલા સાથે આવતો હતો. શેરસીંહને જોઇ તે અટક્યો અને ભાલો તાકીને તેના ઉપર ઘા કર્યો. પછી શેરસિંહને પણ ક્રોધ ચઢયો હતો. તેણે એવી ગગનભેદી ગર્જના કરી કે જ્ઞાન સરોવરનું જળ હાલી ઉઠયું. તેણે પેલા યુવકને ઘોડા ઉપરથી ખેંચી પાડી તેની છાતી ઉપર પોતાનો પંજો નાખ્યો. હું ઘડો નીચે નાખી દોડી. યુવકનું આવી બન્યું હતું. પણ મેં ત્યાં પહોંચી જઈ શેરસિંહના ગળામાં હાથ નાખી તેનો ક્રોધ

શાંત પાડયો. મેં તેનું આવું ભયંકર સ્વરૂપ કદી જોયું નહોતું. મને પોતાને પણ તેની પાસે જતાં બીક લાગતી હતી. છતાં મારા મીઠા શબ્દોએ તેને વશ કર્યો અને તે શાંત થઇ બાજુ ઉપર ઉભો રહયો. યુવકની છાતીમાં ઉંડા જખમ થયો હતો. તેને મેં આ ગુફામાં લાવી રાખ્યો અને તેની મલમ પટી કરવા માંડી. એક દીવસ હું કેટલીક જરૂરની ચીજો લેવા નજીકના શહેરમાં ગઇ પણ ત્યાં બધી દુકાનો બંધ હતી. બજારમાં ધુળ ઉડતી હતી. અને ચારે તરફ સુનકાર છવાયો હતો. ઘણીવાર સુધી હું આમતેમ ફરી પણ મને ત્યાં કોઇ માણસ જણાયો નહીં. કે જેને હું શહેરની આ હાલતનું કારણ પુછી શકું. હું પછી ફરવાનો વિચાર કરતી હતી. એટલામાં ઘોડાના પગલાં સંભળાયા અને માથાથી પગ સુધી કાળા વસ્ત્રો પહેરેલી એક સ્ત્રી કાળા ઘોડા ઉપર બેસીને આવતી જણાઇ. તેની પાછળ કેટલાક સ્વારો અને પાલખીઓ કાળા વસ્ત્રોમાં ઢંકાયલા આવતા માલમ પડયાં. મને જોતાંજ તેણે ઘોડાને એડી મારી અને મારી પાસે કઠોર સ્વરે પૂછયું—તું કોણ છે? નિશ્ચિંતતાથી મેં જવાબ દીધો. હું જ્ઞાન સરોવરને કીનારે રહું છું અને અહીં બજારમાં કેટલીક ચીજો ખરીદવા આવી હતી પણ આખા શહેરમાં કોઇ મળ્યુંજ નહીં." પેલી સ્ત્રીએ પાછળ નજર કરી કાંઇ ઇશારત કરી એટલે બે સ્વારોએ આગળ

આવી મને પકડી લીધી અને દોરડા વતી મારા હાથ બાંધ્યા. મને કયા ગુન્હા માટે પકડવામાં આવતી હતી. તે પણ હું સમજી શકી નહીં. ઘણીવાર પુછવા છતાં કોઇએ મને મારા સવાલનો જવાબ આપ્યો નહીં. ફક્ત એટલું અનુમાન હું કરી શકી કે એ સ્ત્રી આ શહેરની રાણી હોવી જોઇએ. મને મારે પોતાને માટે તો કાંઇ ફીકર નહોતી પણ માત્ર શેરસિંહની ફીકર હતી. તે એકલા ગભરાતા હશે. જમવાનો વખત થશે તો ખવડાવશે કોણ? કેવી આફતમાં આવી પડી હતી. મને સમજાતું નહોતું કે આટલું આટલું દુ:ખ પડયા છતાં વિધાતાને હજી મારી કેટલીક અવદશા કરવી હતી. મને અભાગણીને એ દશામાં પણ શાંતિ નહોતી આવી.

વીચારમાં હું સ્વારોની સાથે અડધો કલાક ચાલી એટલે સામે ટેકરી ઉપર એક વિશાળ મહેલ દેખાયો ઉપર જવાને માટે પત્થરો કાપીને પહોળાં પગથીઆ બનાવ્યા હતા. અમે ઉપર ચઢયા. ત્યાં સેંકડો માણસ દેખાયા પણ તે બધાના વસ્ત્રો કાળાં હતા. મને જે ઓરડામાં લઇ જઇને પુરી ત્યાં ખુરશી સિવાય બીજું કાંઇજ નહોતું હું જમીન ઉપર બેસી મારા નસીબને રડવા લાગી. જે કોઇ ઓરડામાં આવતું હતું તે મારા તરફ કરૂણ નજરે જોઇ ચુપચુપ ચાલ્યું જતું. થોડીવાર પછી રાણી સાહેબ આવી ખુરશી ઉપર બેઠાં. જો કે તેની ઉંમર પચાસ

વર્ષથી વધારે હતી. છતાં તેના મોઢા ઉપર અદભુત કાંતી હતી. મેં જમીન ઉપરથી ઉભા થઇ તેને પ્રણામ કર્યા અને હાથ જોડી મારા કીસ્મતનો ઇન્સાફ સાંભળવા ઉભી રહી.

(૬)

હે મુસાફર, રાણી સાહેબનાં શવાં ચઢેલા જોઇ પહેલા તો મારો જીવ ઉડી ગયો, પણ જે પ્રમાણે ચંદનના કઠણ લાકડામાં મનોહર સુગંધ છુપાયલી હોય છે તેમ તેના કર્કશ દેખાવ અને કઠોર વ્યવહાર નીચે મીણના જેવું નરમ હૈયું છુપાયલું હતું. તેનો યુવાન પુત્ર થોડાજ દિવસ પહેલાં ગુમ થઇ ગયો હતો તેના શોકમાં આખા શહેરમાં હડતાલ પળાતી હતી. મને પકડવાનું કારણ એટલુંજ હતું કે મેં કાળા વસ્ત્રો પહેર્યાં નહોતાં. રાણી સાહેબને મોઢેથી બધી હકીકત સાંભળતા હું સમજી ગઈ કે આ બધો શોક મારી ગુફામાં પડેલા રાજકુમારને માટેજ પળાતો હતો. મેં તેમને પૂછ્યું—રાજકુમાર ઉમદા સફેદ અરબી ઘોડા ઉપર સ્વાર થયા હતા?

રાણી—હા હા, અરબી ઘોડાજ હતો. એ ઘોડો ખાસ મેં તેને માટેજ અરબસ્તાનથી મંગાવી આપ્યો હતો. શું તેં તેને જોયો છે?

મેં કહ્યું—હા જોયા હતા.

રાણીએ પૂછયું–ક્યારે ?

મેં કહ્યું–જે દીવસે તેઓ સીંહનો શીકાર કરવા ગયા તે દીવસે.

રાણી–શું તારી નજર આગળજ સીંહ તેના ઉપર હુમલો કર્યો હતો !

મેં કહયું–હા મારી આંખો સામેજ.

રાણી આતુરતાથી ઉભા થઇ ગયા. અને બહુ નમ્રતાથી કહયું એની લાજ દેખાડી શકશે ?

મેં કહયું–એવું ન બોલો. તેમનું સો વર્ષનું આયુષ્ય થાવ. બે અઠવાડીઆથી તેઓ મારે ત્યાં અતીથી છે.

રાણીએ હર્ષમય આશ્ચર્યથી પૂછયું–ખરેખર ! મારો રણધીર જીવે છે ?

મેં કહયું–હા હવે તેમનામાં ફરવા હરવાની શક્તી આવી ગઇ છે.

રાણી મારા પગમાં ઢળી પડયાં. એ પછી ત્રીજે દીવસે અર્જુન નગરની શોભા કાંઇ જુદીજ હતી. દુકાનો ફુલના હારોથી શણગારેલી હતી અને બજારોમાં આનંદ ઉત્સવ પળાતો હતો. શોકના કાળા વસ્ત્રોની જગાએ સુશોભીત કેસરીઆ વસ્ત્રો જ્યાં ત્યાં નજરે પડતાં હતાં.

સુર્યોદય થતાંજ સલામીની તોપો છુટી. સૌથી આગળ હું એક શણગારેલા ઘોડા ઉપર બેઠી હતી અને પાછળ સોનેરી ઝાલરોથી ઢંકાયલો રાજકુમારનો હાથી આવતો હતો. સ્ત્રીઓ જરૂખા ઉપરથી મંગળ ગીતો ગાતી હતી. અને પુષ્પોનો વરસાદ વરસાદતી હતી. રાજમહેલનાં બારણા આગળ રાણી ખોળામાં મોતી ભરી ઉભી હતા. જેવા રાજકુમાર હાથી ઉપરથી ઉતર્યા તેવાજ મોતીયોથી વધાવી લઈ દોડીને છાતી સાથે ચાંપ્યા.

(૭)

હે મુસાફર, આનંદ-ઉત્સવ ખલાસ થયા પછી જ્યારે હું વદાય થવા લાગી ત્યારે સજળ નેત્રે રાણી સાહેબે કહયું-દીકરી, મારા ઉપર તેં જે ઉપકાર કર્યો છે તેનું ફળ ભગવાન તને આપશે. તે મારા રાજવંશનો ઉદ્ધાર કર્યો નહીંતો પિતૃઓને પીંડ આપનાર કોઇ રહેત નહીં. હું તને વદાયગીરીમાં કાંઇક આપવા માંગું છું અને તારે લેવુંજ પડશે. રણધીર મારો પુત્ર છે તો તું મારી પુત્રી છે. તેંજ રણધીરને પ્રાણદાન આપ્યું છે અને આ રાજ્યનો પુનરોદ્ધાર કર્યો છે તેથી એ માયાના બંધનમાંથી તું પણ છુટવાની નથી. આ અર્જુનનગર હું તને ઇનામ તરીકે આપું છું.

રાણી સાહેબની આ ઉદારતા જોઇ હું આશ્ચર્ય

ચકીત થઈ ગઈ. કળીયુગમાં કોઈ આવી ઉદારતા બતાવી શકે એવી મને આશા નહોતી. મને પોતાને તો ધન વૈભવની કાંઇ લાલસા બાકી રહી નહોતી છતાં વખતે એ ધન સંપત્તિ મને મારા ભાઇઓની સેવા માટે ખપ લાગે એ વિચારે મેં રાણી સાહેબની ભેટ કબુલ કરી અને જાગીરની જોખમદારી મારે માથે લીધી. એ વાત બન્યે આજ બે વર્ષ થઈ ગયાં છે છતાં ભોગ વિલાસ માટે મારૂં મન એક ક્ષણ પણ વ્યાકુળ થયું નથી. હું કદી પલંગ ઉપર સુતી નથી. લુખી–સુકી ચીજો શીવાય બીજુ કશું ખાતી નથી. પતિવિયોગની અવસ્થામાં સ્ત્રી તપસ્વીની બની જાય છે અને તેની વાસનાઓનો અંત આવી જાય છે. વિષય વાસનાની સર્વ ચીજો મારી પાસે મોટા પ્રમાણમાં છે. મોટાં મોટાં મહેલો છે, રમણીય બગીચાઓ છે પણ તે સર્વનો મેં ત્યાગ કર્યો છે. મકાન સુનાં પડયાં છે અને બગીચાઓ સુકાઈ રહ્યાં છે. મેં કદી તે તરફ ઉડતી નજર પણ નાખી નથી. મારા પ્રાણાધારના ચરણોમાં ચોંટી રહેલા મારા મનને કોઇ વસ્તુના ઉપભોગની ઇચ્છા થતી નથી. હું દરરોજ અર્જુનનગર જાઉં છું અને જાગીરના જરૂરના કામો કરી પાછી ફરૂં છું. અધીકારીઓ અને નોકર–ચાકરોને મેં સખ્ત આજ્ઞા કરી છે કે મારી શાંતિનો ભંગ કરવો નહીં. જાગીરની તમામ આવક પરોપકારમાં ખરચાય છે. એક પૈસો પણ

હું મારા કામને માટે ખરચતી નથી. આપને નવરાસ હોય તો આપ મારી જાગીરની વ્યવસ્થા જોવા પધારજો આપને તે જોઇ આનંદ થશે. મેં આ બે વર્ષમાં વીસ મોટા મોટા તળાવ બંધાવ્યા છે અને ચાળીસ ગૌશાળાઓ સ્થાપી છે. કુદરતે જેમ શરીરમાં નસોની જાળ પ્રસરાવી છે તેવાજ પ્રકારે આખી જાગીરમાં નહેરો બાંધી દેવાનો મારો વિચાર છે જેથી ખેડુતોની ખેતીવાડી હંમેશ સુખપુર્વક થયા કરે. મેં સો કુશળ વૈદ્યો રાખ્યા છે જેઓ ગામડાઓમાં ફરી પ્રજાના રોગનું વગર પૈસે નીવારણ કરે છે. મારાં એકકે એક ગામમાં પ્રજાના સુખની દરેક સગવડ મેં કરી છે. રાત્રે નાના નાના ગામોમાં પણ આપને ફાનસો સળગતા દેખાશે દીવસે ઇશ્વર પ્રકાશ આપે છે. રાત્રે પ્રકાશ આપવાનો ધર્મ રાજાનો છે મેં બધો કારભાર શ્રીધર પંડિતને બોલાવીને તેમના હાથમાં સોંપ્યો છે. જાગીર મળ્યા પછી શ્રીધર પંડિતને શોધવાનું કામ મેં સૌથી પહેલું કર્યું. તેને ખુશ કરવાથી મને ફાયદો થશે. એવી મને આશાજ નહોતી પણ મારી નજરમાં તેના જેવો બીજો કર્તવ્ય પરાયણ નીસ્પૃહી અને સચ્ચરિત્ર માણસ હતો નહીં. મને ખાત્રી છે કે જીંદગી સુધી તે જાગીરની લગામ પોતાના હાથમાં રાખશે," વિદ્યાધરી પણ એમની સાથેજ છે. તેનું પતિવ્રત હજી પણ જ્ઞાન સરોવર જેવું અપાર છે જો કે તેનું

સૌંદર્ય હવે પહેલાના જેટલું ઝગમગતું નથી છતાં પણ તે રણવાસની રાણી જેવી દેખાય છે. ચિંતાથી એનું મુખ ફીકકું પડયું છે, અમે બન્ને કેટલીકવાર એકઠા થઇ જઇએ છીએ પણ વાતચીત કરતા નથી. શરમથી તેની આંખો નીચી ઢળી જાય છે. મને જોઇને તે ઓશીઆળી થઇ જાય છે અને તેના કપાળે પરસેવો ફુટી નીકળે છે. હું તમને સાચુંજ કહું છું કે વિદ્યાધરાંની સામે મારે કાંઇ ફરીઆદ કરવાની નથી. ઉલટું તેના તરફ દીવસે દીવસે મારી શ્રદ્ધા ને ભકિત વધતા જાય છે. તેને જોતાંજ મારા મનમાં એમ થાય છે કે તેનાં પગમાં ઢળી પડું. પતિવૃતા સ્ત્રીના દર્શન થવા એ પણ દુર્લભ વાત છે, પણ મારા વંદનને તે ખુશામત સમજે એ ભયથી અટકી જાઉં છું. હવે હું ઇશ્વર પાસે હંમેશ એજ અરજ પ્રાર્થના કરૂં છું કે હું હંમેશ મારા સ્વામીના ચરણોમાં પડી રહું અને જ્યારે મારી જગતની મુસાફરી પુરી થાય ત્યારે પણ તેના પગમાં મારૂં મસ્તક હોય ! મૃત્યુ સમયે પણ મારા મોંઢામાંથી એજ શબ્દો નીકળે કે—હે ઇશ્વર, ભવોભવ હું એમનીજ દાસી થાઉં —એટલીજ વાંછના હવે બાકી છે.

વાંચક, એ સુંદરીની જીવન કથા સાંભળી મને કેટલું આશ્ચર્ય થયું ને કહી શકાય એમ નથી. ખેદ છે કે જે જાતીમાં આવી અતિભાગ્યશાળી દેવીઓ પેદા થાય

છે તેના તરફ પશ્ચિમના કલ્પનાહીન અને અવિશ્વાસુ માણસો આંગળીઓ કરે છે આખા યુરોપમાં આવી એક પણ સુંદરી નહીં હોય કે જેની સાથે આ રાજકન્યાની સરખામણી કરી શકાય. યુરોપના રહેનારાએ સ્ત્રી પુરૂષનો સંસારીક સંબંધજ જાણ્યો છે, તેનો આધ્યાત્મિક સબંધ તેમની કલ્પનામાંયે નથી. આજ કારણથી યુરોપ માં સેંકડો વર્ષની ઉન્નતી પછી પણ પતિવ્રતનો આવો એક પણ ઝગઝગતો દાખલો મળી શકતો નથી. કમનસીબે અમારી સભ્યતાએ એવો હલકો માર્ગ લીધો છે કે હવે ભવિષ્યમાં પણ આવી કોઇ દેવી અમારામાં જન્મવામાં સંભવજ નથી. જો જર્મનીને પોતાની સેનાનો ફ્રાન્સને પોતાના વૈભવ વિલાસનો અને ઇગ્લાંડને તેના વેપારનો ગર્વ હોય તો ગરીબ હીંદુસ્તાનને તેના આવાં પતિવૃતા સ્ત્રી રત્નોનો ગર્વ હોય એ સ્વાભાવિક છે. યુરોપના રહેવાસીઓ માટે શું એ શરમની વાત નથી કે હોમર અને બર્જીલ, ડેન્ટે અને ગેટી, શેક્સપીયર અને હ્યુગો જેવા મોટા કવિઓ એક પણ સીતા કે સાવીત્રિની કલ્પના કરી શક્યા નથી? ખરૂં જોતાં યુરોપીયન સમાજ એવા ઉંચા આદર્શોથી કમનસીબ છે.

બીજે દીવસે બહુ દીલગીરી સાથે હું જ્ઞાન સરોવરથી વિદાય થઇ જર્મની જવા નીકળ્યો. મારાં પાછા ફરવાની ખબર પહેલેથીજ વર્તમાન પત્રોમાં પ્રગટ થઇ

ચુકી હતી. જ્યારે મારૂં વ્હાણુ હેમ્બર્ગ પહોંચ્યું ત્યારે હજારો સ્ત્રી પુરૂષો, વિદ્વાનો, રાજસેવકો વીગેરે મને માન આપવા બંદર ઉપર આવ્યા હતા. મને જોતાંજ તાળીઓ પડવા માંડી, રૂમાલ અને ટોપીઓ હવામાં ઉછળવા લાગી અને કીનારા ઉપરથી મારા ઘર સુધી જે ઠાઠમાઠ થી સરઘસ નીકળ્યું તે જોઇને કોઇ રાજાને પણ ઈર્ષા ઉત્પન્ન થાય સાંજે મને કયસરના ટેબલ ઉપર ખાણું લેવાનું આમંત્રણ મળ્યું. કેટલાયે દીવસો સુધી માન-પત્રોની હારમાળા ચાલ્યા કરી અને મહીનાઓ સુધી કલબો અને યુનીવર્સીટીઓમાં ભાષણો આપતાં જરાયે નીરાંતે બેસવાનો વખત મળ્યો નહીં. મુસાફરીનું વર્ણન દેશના તમામ વર્તમાન પત્રોમાં છપાયું. બીજા દેશોમાંથી પણ અભીનંદનના તારો તથા પત્રો મળ્યાં. રશીઆ, ફ્રાન્સ વીગેરે દેશોની કેટલીયે સંસ્થાઓમાંથી મને ભાષણો આપવા માટે નિમંત્રણ મળ્યાં. એક એક ભાષણ માટે મને હજારો પાઉન્ડ મળતા હતા. કેટલીક યુનીવર્સીટીઓએ મને ડીગ્રીઓ આપી. ઝારે પોતાનો ફોટો મોકલીને મને માન આપ્યું હતું. આ માનપાનના ચટોળીઆથી મને શાંતિ મળતી નહોતી કારણ કે મારી આંખો સામે જ્ઞાન સરોવરનો સુરમ્ય કીનારો પેલી ઉંડી ગુફા અને સુંદર રાજકન્યા હંમેશાં રહયા કરતા. તેના મીઠા શબ્દો મારા કાનમાં ગુંજ્યા કરતા હતા. હું નાટક

શાળાઓમાં જતો અને સ્પેન તથા જ્યોર્જીયાની સુંદ રીઓ જોતો પણ તે સર્વ મારી નજરમાં હીમાલયની અપસરા કરતાં ઉતરતી જણાતી કોઈ કોઇ વાર ઉંડાં વિચારમાં ઉતરી જતાં તે જાણે આકાશમાંથી ઉતરતી મને દેખાતી તે વખતે મારૂં મન કબજે રહેતું નહી અને મને એમ થતું કે જાણે ઉડીને હું જ્ઞાન સરોવરના કીનારે પહોંચી જાઉં. આખરે એક દીવસ મેં મુસાફરીનો સરસામાન તૈયાર કર્યો અને જે તારીખે હું પહેલવહેલો જ્ઞાન સરોવર ઉપર ગયો હતો તેનાથી બરાબર એક હજાર દીવસ પછી હું પાછો ત્યાં જઇ પહોંચ્યો.

સવારનો વખત હતો. પર્વતરાજ સોનેરી મુગટો ધારણ કરી ઉભા હતા. અનેક અપસરાઓ જાણે અલંકારોના ચમકારા કરી નૃત્ય કરી રહી હોય તેમ જ્ઞાન સરોવરનું સુર્યના તેજથી પ્રકાશીત થયલું જળ પવનની મંદ લહેરોથી હાલી રહ્યું હતું. લાલ આકાશમાં જેમ તારા ચમકી રહ્યા હોય તેમ કમળના ફુલોની વચ્ચે સફેદ હંસો તરતા દેખાતા હતા. મેં આતુરતાથી ગુફા તરફ જોયું તો ત્યાં તેની નજીકમાં એક મોટો રાજમહેલ આકાશ સાથે વાતો કરતો ઉભો હતો. તેની એક બાજુ સુંદર બગીચો હતો અને બીજી બાજુ એક બહુ ઉંચું મંદિર હતું. મને ત્યાં આ ફેરફાર થયલો જોઈને આશ્ચર્ય થયું. મહેલના મુખ્ય દરવાજે જઇ જોયું તો ત્યાં બે

ચોબદાર મખમલનાં વસ્ત્રો પહેરી ઉપર જરીના કમરપટા પહેરી ઉભેલા માલુમ પડ્યા. મેં તેમને પૂછ્યું-કેમ ભાઈ આ કોનો મહેલ છે ?

ચોબદાર—અર્જુન નગરની મહારાણીનો.

મેં પૂછ્યું:-શું આ મહેલ હમણાંજ બંધાયો છે ?

ચોબદાર—હા, તમે કોણ છો ?

મેં કહ્યું—હું એક પરદેશી મુસાફર છું. તમે મહારાણીને હું આવ્યો છું તેના ખબર આપશો ?

ચોબદાર—તમારૂં નામ શું ? તમે ક્યાંથી આવો છો ?

મેં કહ્યું—તેમને માત્ર એટલુંજ જણાવો કે યુરોપથી એક આવ્યો છે અને મળવા ઇચ્છે છે.

ચોબદાર અંદર ગયો. એક મીનીટ પછી પાછા આવીને કહ્યું-મારી સાથે ચાલો.

હું તેની સાથે ગયો. પહેલા અમે એક લાંબી ચાલમાંથી પસાર થયાં. ત્યાં જાત જાતના પક્ષીઓ પીંજરામાં બેઠા બેઠા કલ્લોલ કરી રહ્યા હતા. એ પછી એક મોટી પથ્થરની બનેલી અગાશીમાં ગયા. એ અગાશીના જેવી કારીગરી મેં તાજમહેલ શીવાય બીજા કોઇ ઠેકાણે જોઇ નથી. જમીન ઉપર બેસાડેલી શોભાયમાન લાદીઓ

ઉપર પગ મુકતા પણ વિચાર થતો હતો ભીંત ઉપર કુશળ ચિત્રકારોની રચનાઓ શોભી રહી હતી અગાશીને બીજે છેડે એક બેઠક હતી તેના ઉપર સુંવાળો ગાલીચો પાથર્યો હતો, હું નીચે જમીન ઉપર બેઠો એટલામાં એક સ્વરૂપવાન લાંબો યુવક અંદર આવતો દેખાયો. તેના મોઢા ઉપર ખાનદાની ઝળકી રહી હતી અને આંખો ગર્વભરી હતી. તેની અણીયાળી મુછો, કાળા ભ્રમર જેવા વાળ તેના દેખાવની કઠોરતા ઓછી કરતા હતા. વીવેકી યોદ્ધાનું આથી સારૂં ચીત્ર ખેંચી શકાય તેમ નહોતું. તેણે મારા તરફ જોઇ હસીને કહ્યું—આપ મને ઓળખો છો?

મેં માનપુર્વક ઉભા થઈ કહ્યું—"આપની ઓળખાણનુ માન મને મળ્યું નથી."

તે ગાલીચા ઉપર બેઠો અને કહ્યું—"હું શેરસિંહ છું." હું મુગોજ થઈ ગયો શેરસિંહે ફરીથી કહ્યું—"આપે મને પીસ્તોલ ન મારી તેથી આપને આનંદ થતો નથી? હું તે વખતે પશું હતો પણ હવે મનુષ્ય છું."

મેં કહ્યું—આપને અંતઃકરણ પુર્વક ધન્યવાદ આપું છું. આજ્ઞા હોય તો આપને કાંઈ પુછવા ઇચ્છું છું.

શેરસિંહે હસીને કહ્યું—"હું સમજી ગયો છું, છતાં પુછો."

મેં કહ્યું--જ્યારે તમે સમજ્યા છો તો પછી શા માટે પુછું. ?

શેરસિંહ—કદાચ મારી ધારણા ખરી ન પણ હોય.

મેં કહ્યું—મને ધારતી છે કે મારા સવાલથી કદાચ આપનું દીલ દુખાય.

શેરસિંહ—તમારે મારે માટે એવા વહેમ રાખવાનું કારણ નથી.

મેં કહ્યું—વિદ્યાધરીએ તમને સીંહ બનાવ્યા તે વખતની તમારા વિષેની તેની ધારણા ખરી હતી ?

શેરસીંહે માથુ નીચું કરી જરાવાર પછી જવાબ દીધો.—જી હા, તેનું ધારવું સાચું હતું જે વખતે મેં તેની બાંય પકડી તે વખતે આવેશથી મારૂં આખુ શરીર કાંપતું હતું. હું વિદ્યાધરીની એ કૃપાને જીંદગી સુધી ભુલનાર નથી. આટલું પ્રાયશ્ચિત કરવા છતાં પણ મારા દીલમાંથી ખટકો દુર થતો નથી સંસારની કોઈ વસ્તુ સ્થીર નથી પણ પાપની કાળી છાયા અમર અને કદી ન ભુલાય તેવી છે. જશ અને કીર્તિ વખત જતાં જતા રહે છે પણ પાપનું ધાબુ જતું નથી. મને લાગે છે કે ઇશ્વર પણ એ ડાઘો ભુસી નહીં શકતો હોય કોઇ તપશ્ચર્યા, કોઇપણ શિક્ષા, કોઇ પણ પ્રાયશ્ચિત એ

કાળાશને ધોઇ શકતા નથી. પતિતોના ઉદ્ધારની વાતો અને તોબા અથવા કનફેશન કરવાથી પાપથી મુક્ત થવાય છે એવી વાતો એ જગનતા પાખંડી ધર્માચાર્યોની કલ્પનાઓ છે.

અમે બન્ને આ વાત કરતાં હતાં એટલામાં રાજકન્યા પ્રેમવદા સામે આવી ઉભી રહી. ઘણા વખતથી હું પુસ્તકોમાં વાંચતો હતો કે સૌંદર્યમાં પ્રકાશ છે તે વાતની સચ્ચાઇ મેં મારી આંખોએ જોઇ. મેં જ્યારે તેને પ્રથમ જોઇ હતી ત્યારે ધાર્યું હતું કે તેણી ઈશ્વર ની કળા નીપુણતાનો સર્વોત્તમ નમુનો છે પરંતુ હાલ જ્યારે તેને બીજીવાર જોઇ ત્યારે મને લાગ્યું કે તે વખતની ધારણા ખોટી હતી. ઈશ્વરની ખરેખરી કળાનો સૌથી સુંદર નમુનો તો તે હાલ દેખાતી હતી, પહેલાં નહીં. પ્રેમવદાએ હસીને કહ્યું–"મુસાફર, તમે તમાર દેશમાં અમને કદી યાદ કર્યા હતા ?" જો હું ચિત્રકાર હોત તો ચિત્ર પદર્શનમાં હરીફાઇમાં મુકવા માટે આથી મધુર ચિત્ર મને જડે તેમ નહોતું. તેના મોઢેથી આ સવાલ સાંભળવા હું તૈયાર નહોતો. જો એવીજ છુટથી હું એનો સાચો જવાબ આપતે તો ગેરવ્યાજબી ગણાતે અને શેરસિંહની આંખો ફરી જતે. હું એમ પણ ન કહી શકયો કે જ્ઞાન સરોવરના કીનારે તમોએ કાઢેલો સમય તમારી જીંદગીનો સૌથી વધારે સુખી વખત હતો.

મારામાં એવો જવાબ દેવા જેટલી હીમ્મતજ નહોતી. મેં ધીમા અવાજે કહ્યું--"શું હું માણસ નથી?"

(૮)

ત્રણ દિવસ વીતી ગયા. એ ત્રણ દિવસમાં મને મૂર્તના અતિથી સત્કારનો બરાબર અનુભવ થયો યુરોપનો કોઇ માણસ જે અહીંની સભ્યતાથી જાણીતો ન હોય તેનો કંટાળીજ જાય પણ મને તો અહીંની રહેણી કરણીનો બહુ અનુભવ થયો છે અને હું અહીંના રીતરીવાજને માન આપું છું.

ચોથે દિવસે મારી વિનંતીથી સાણી પ્રેમાવતીએ પોતાની જીવનકથાનો બાકીનો ભાગ સંભળાવવાનું શરૂ કર્યું:--

હે મુસાફર, મેં તમને જણાવ્યું હતું કે મારી જાગીરની વ્યવસ્થા મેં શ્રીધર પંડિતને સોંપી હતી. તેણે જે કુશળતાથી કામ કર્યું તેના વખાણ થઇ શકે તેમ નથી એક વિદ્વાન પંડિત જેની આખી જીંદગી વાંચવા--વંચાવવામાં ગઇ હોય તે આટલી હોંશીયારીથી જાગીરનું કામ સંભાળે એવો સંભવ નહોતો છતાં પણ બીરબલની માફક પંડિત બધુંજ કરી શકતા હતા. મેં તો પરિક્ષા માટેજ તેને એ કામ સોંપ્યું હતું પણ અનુભવથી મારી ખાત્રી થઇ કે તે એ ઓદ્ધાને

માટે લાયક હતા. એવું જણાય છે કે વંશપરંપરાથી ને આ કાર્યને માટે અનુભવી થઇ ગયા હતા. જ્યારે તેણે વ્યવસ્થા હાથમાં લીધી ત્યારે જાગીર તદન ઉજ્જડ ગામડા જેવી હતી પણ હાલ તે એક ધન ધાન્યપૂર્ણ આબાદ શહેર બન્યું છે. જાગીરની વ્યવસ્થાના દરેક વિભાગ ઉપર તેની બારીક નજર છે.

થોડાજ વખતમાં લોકો એના સદગુણી સ્વભાવ ઉપર મુગ્ધ થઇ ગયા. અને રાજા રણધીરસિંહ પણ તેમના ઉપર મહેરબાની રાખવા લાગ્યા. પંડિતજી પહેલાં એક મંદીરમાં રહેતા હતા પણ પાછળથી રણધીરસિંહના આગ્રહથી તેમના રાજમહેલમાં રહેવા ગયા. તેમની વચ્ચે એવા ગાઢ સંબંધ અને મિત્રતા વધી કે એક બીજાના દરજ્જા પણ તેઓ ભુલી ગયા. રાજા રણધીરસિંહ પંડિતજી પાસે સંસ્કૃત શીખતા અને ઘણો વખત રાજમહેલના જે બાગમાં પંડિતજીને ઉતારો આપ્યો હતો ત્યાંજ પસાર થતો. પણ અફસોસ ! રાજા સાહેબનું એ આકર્ષણ વિદ્યા પ્રેમ અથવા શુદ્ધ મિત્રભાવનું નહોતું. એ ખેંચાણ વિદ્યાધરીનાં સૌંદર્યનું હતું જો મને એ પહેલાંથીજ ખબર પડી હોત કે રણધીરસિંહનો સંબંધ કાંઇ જુદી ચાલાકી માટે છે તો તેનું છેવટ જેવું ખેદજનક આવ્યું, તેવું આવતે નહીં. વિદ્યાધરી મંદીરમાં રહેતી હતી તે વખતનીજ રાજાની નજર એના ઉપર પડી હતી અને તેથીજ

પંડિતજીને રાજમહેલનાં એક મકાનમાં ઉતારો આપવાની યોજના થઇ હતી રાજા સાહેબ સ્વભાવે સંયમી અને નીતિવાળા પુરૂષ હતા પણ જે સૌંદર્યે મારા દેવ જેવા સ્વામીને ભ્રષ્ટ કર્યા તે સૌંદર્ય જવાળા એમને પણ વીટળાઇ ગઇ.

ભોળી વિદ્યાધરીને રાજાના મનોવિકારની કુટિલ નીતિની ખબર નહોતી. જે પ્રમાણે શીકારીએ વેરેલા હરીયાળા ઘાસ ઉપર નજર પડતાં હરણ આનંદથી ઠેકડા મારતું તે તરફ દોડે છે પણ તેને ખબર હોતી નથી કે તેનું એકકેક પગલું તેને સર્વનાશ તરફ ખેંચી જાય છે. તેજ પ્રમાણે વિદ્યાધરીનું ચંચળ ચિત્ત તેને અજાણતાં અંધકારની તરફ ખેંચી જતું હતું. તે રાજાસાહેબને પુજાને માટે ચંદન ઘસી આપતી અને પાનનું બીડું બનાવી મોકલતી રાણીજી સાથે પણ તેને બ્હેનપણા થઇ ગયાં તે એક ક્ષણ પણ તેમને છુટા પડવા દેની નહીં બન્ને સાથે ફરવા જતા, સાથેજ હીંચકા ખાતા અને સાથેજ સોગઠાબાજી રમતાં. રાણી વિદ્યાધરીને ઘરેણાં પહેરાવતાં અને તેનો ચોટલો વાળતાં. એક સમયે રાણીના હૃદયમાં મારે માટે જે પ્રેમ હતો તે જાણે વિદ્યાધરીએ જીતી લીધો હતો. પણ ગરીબ બીચારીને ક્યાં ખબર હતી કે તે બાગની પગથીઓમાં ફરતી તે વેળા કુવાસના તેની ઉપર કારમી નજર નાખી રહી હતી.

જ્યારે તે હીંચકા ઉપર હીંચતી હોય ત્યારે કોઇ પાપી નજર તેનાં અંગેઅંગની દેખરેખ છુપાઇને રાખતી હતી. સરળ દીલની ભોળી વિદ્યાધરીને માટે ચારે તરફથી કપટચક્ર રચાઇ રહ્યું હતું.

એ મુજબ એક વર્ષ વીતી ગયું. રાજા સાહેબનો સંબંધ તો દીવસે દીવસે વધતોજ જતો હતો. ગુરૂને પોતાના મુખ્ય શિષ્ય ઉપર હોય તેવો પ્રેમ પંડિતને રાજા ઉપર થઇ ગયો હતો, મને જ્યારે લાગ્યું કે પંડિતજીના રાજા સાથેના આ રાતદિવસના સંબંધથી જાગીરના કામકાજમાં વાંધો પડે છે ત્યારે એક દિવસ મેં તેમને કહ્યું કે—" જો તમને કાંઇ ખાસ અડચણ ન હોય તો દુરના ગામડાઓમાં એક આંટો મારી આવો અને ખેડુતો માટે બેંક ઉઘાડીએ તો પ્રજા તેમાં કેટલી મદદ કરશે અને સહાનુભૂતિ બતાવશે તેની તપાસ કરી આવો. "—પંડિતજીના મનની વાત હું જાણતી નથી. છતાં જાહેર રીતે તેમણે કાંઇ વાંધો લીધો નહીં અને બીજે દીવસે સવારમાંજ રવાના થયા. આશ્ચર્યની વાત એ હતી કે આ વખત વિદ્યાધરી તેમની સાથે ગઇ નહોતી. અત્યાર પહેલાં તેઓ જ્યારે કોઇ પણ સ્થળે જતા હતા ત્યારે વિદ્યાધરી પડછાયાની માફક તેમની સાથે રહેતી. અડચણો અથવા કષ્ટનો વિચાર તેના મનમાં આવતોજ નહોતો. પંડિતજી કેટલુંયે સમજાવે; કેટલીયે

ઓછા બતાવે છતાં તે તેમની સાથેજ જતી પણ અસ ...ત તે મુસાફરીના ત્રાસના વિચારે તેને કર્તવ્યના માર્ગ ઉપરથી હટાવી દીધી. પહેલાં પતિવ્રતપણું તેની પ્રેમ ક્યારીનું એકલું વૃક્ષ હતું એટલે તેનું બરાબર પાલન થતું હતું. પણ હવે તેમાં મિત્રતાનો ઘાસપાલો ઉગી નીકળ્યો હતો અને તેના પોષણનો આધાર પણ તેના ઉપરજ હતો.

(૯)

હે મુસાફર, છ મહીના વીત્યા છતાં શ્રીધર પંડિત પાછા ફર્યા નહિં. પહાડોના શીખર ઉપર છવાયલું બરફ પીગળીને નદીઓમાં વહેવા લાગ્યું અને ચંદ્રમાના કિરણો ફરીથી ફુલોની સુગંધ સુંઘવા લાગ્યા. પર્વતોના પક્ષી પોતાની વાર્ષિક મુસાફરી પુરી કરી પાછા ફરવા લાગ્યા છતાં પંડિતજી જાગીરના કામમાં એવા ચોંટી પડયા કે મેં વારંવાર આગ્રહ પુર્વક કહેવડાવ્યા છતાં પણ અર્જુન નગર આવ્યાં નહિં. વિદ્યાધરી તરફ પણ તેમણે એટલો ઉદાસ ભાવ કેમ બતાવ્યો તે સમજાયું નહીં. તેને તો પંડિતજીનો વિયોગ એક ક્ષણને માટે પણ અસહ્ય હતો. સૌથી વધારે આશ્ચર્યની વાત એ હતી કે વિદ્યાધરીએ પણ તેમને બોલાવવા આગ્રહભર્યા પત્રો લખ્યા પણ તેમની પાસે જવાની તકલીફ લીધી નહિં. તે પોતાના પત્રોમાં લખતી કે—“વ્હાલા હું બહુજ વ્યાકુળ છું,

અહીં મારો જીવ બીલકુલ ઉદાસ રહે છે અને એકેક દિવસ એકેક વર્ષ જેવો જાય છે. દીવસે ચેન પડતું નથી અને રાત્રે ઉંઘ આવતી નથી. શું તમે મને ભુલી ગયા ? મેં શું અપરાધ કર્યો છે ? તમને મારા ઉપર દયા આવતી નથી ? હું તમારા વિયોગમાં રડી રડીને મરી જાઉં છું. હંમેશ સ્વપ્નું આવે છે કે જાણે તમે આવો છો પણ એ સ્વપ્નું સાચું પડતું નથી. "–તેનાં પત્રો એવાં પ્રેમમય શબ્દોથી ભરેલાં રહેતા તેમજ તેમાં જે કાંઈ લખ્યું હતું તે પણ અક્ષરે અક્ષર ખરૂં હતું. પણ એટલી વ્યાકુળતા, ચિન્તા અને ઉદ્વેગ છતાં પણ પોતેજ પંડિતજી પાસે જવાનો વિચાર તેના મનમાં ઉત્પન્ન થયો નહીં.

બહુજ સુંદર ૠતુ હતી જુવાનીની અભિલાષાઓની માફક જ્ઞાન સાગરમાં કમળનાં ફુલો ખીલી રહ્યાં હતાં. રણધીરસિંહની પચ્ચીસમી વર્ષ ગાંઠ આવી પહોંચી. આખા શહેરમાં આનંદોત્સવની તઇયારી થવા લાગી. સુંદરીઓ કોરા કોડીઆ પાણીમાં પલાળવા લાગી જેથી સળગાવતી વખતે વધારે તેલ પી ન જાય. ચૈત્ર માસની પુનમ હતી છતાં દીવાઓનાં ઝગમગાટે ચાંદનીને પણ હરાવી દીધી મેં. શહેર સાહેબને ભેટ આપવા માટે એક રત્ન જડિત તલવાર મંગાવી રાખી હતી. બીજા અમીરદારો અને અધીકારીઓએ પણ જાત જાતની ભેટો

ગુંગાવી હતી મેં વિદ્યાધરીને ઘેર જઇને જોયું તો તે એક ફુલનો હાર ગુંથી રહી હતી. અડધો કલાક સુધી હું તેની પાસે ઉભી રહી છતાં તે પોતાના કામમાં એવી લીન થઇ ગઇ હતી કે મારા આવવાની તેને ખબરજ પડી નહીં. ત્યારે મેં ધીમેથી બુમ પાડી બ્હેન! વિદ્યાધરીએ ચમકીને માથુ ઉંચું કર્યું અને ઝડપથી પેલો હાર ટોપલીમાં સંતાડી દીધો. પછી શરમાઈને બોલી—"આવ્યાને ઘણીવાર થઇ?" મેં જવાબ દીધો—અડધા કલાકથી પણ વધારે વખત થયો.

વિદ્યાધરીના મોઢાનો રંગ ઉડી ગયો, આંખો નીચી થઇ ગઇ. અને ગભરાઇ ગઇ પણ પછી તેણે—"આ હાર મેં ઠાકોરજી માટે ગુંથ્યો છે"—એમ મને કહી પોતાના ગભરાયેલા હૃદયને શાંત પાડયું. તે વખતે વિદ્યાધરીની ગભરામણનો ભેદ મને સમજાયો નહીં ઠાકોરજીને માટે હાર ગુંથ્યો એમાં શરમ ને ગભરામણ શાની? છતાં તેણે મને જોઇને હાર સંતાડી દીધો તેનું શું કારણ હશે? અમે બન્નેએ કેટલીયે વાર સાથે બેસીને હારો ગુંથ્યા હતા. કોઇ હોંશીયાર માળણ પણ અમારા જેવા સરસ હાર ગુંથી શકતી નહોતી. ત્યારે પછી અત્યારે આ હાર ગુંથવામાં શરમ શેની આવી પડી?

બીજે દીવસે આ બધી બાબતનું રહસ્ય મને સમજાયું. એ હાર ઠાકોરજીને માટે નહીં પણ રાજા

રણુધીરસીંહને માટે બનાવવામાં આવ્યો હતો.

હાર બહુજ સુંદર હતો વિદ્યાધરીએ તે બનાવવા માં પોતાની તમામ ચતુરાઇ વાપરી હતી. તેની પાસે રાજા ને ભેટ આપવા માટે એ સર્વોત્તમ ચીજ હતી. તે બ્રાહ્મણુની પત્ની હતી. રાજા સાહેબની ગુરૂમાતા હતી. આ ભેટ તેના હાથને શોભા આપતી હતી છતાં એ વાત તેણુ મારાથી છુપાવી કેમ ?

મને રાત દિવસ ઉંઘ આવી નહીં. એ વાતના રહસ્યના ઝાંખા ખ્યાલથી તે મારી નજરમાં હલકી પડી ગઇ. એક વાર જરા આંખ મળતાં ઉંઘમાં મેં જોયું કે વિદ્યાધરી એક સુંદર પુષ્પ હતી પણુ તેની વાસ ઉડી ગઇ હતી. તે મને ભેટવા આગળ આવી પણુ હું ખસી ગઇ અને કહ્યું કે–તે એ વાત મારાથી છુપાવી કેમ ? બસ, પછી આંખ ઉઘડી ગઇ.

(૧૦)

હે મુસાફર, રાજા રણુધીરસિંહની ઉદારતાથી પ્રજા ખુશ ખુશ થઇ ગઇ. પટેલો અને અમીરોને ઇનામો મળ્યાં. કોઇને ઘોડો મળ્યો તો કોઇને જાગીર મળી, મને તેમણે મખમલના થેલામાં મુકી ભગવદ ગીતાની એક નકલ આપી. વિદ્યાધરીને અમુલ્ય રત્નજડિત બંગડીઓ મળી. એ બંગડીઓમાં કીમતી હીરા જડયા હતા. દીલ્હી

ના કુશળ સોનીઓએ એ બંગડીઓ બનાવવામાં પોતાની તમામ કળા વાપરી નાખી હતી. વિદ્યાધરીને અલંકારો ઉપર બહુ પ્રેમ નહોતો. અત્યાર સુધી તો સાદાઈ તેના અલંકાર અને પતિવ્રતા તેનો શૃંગાર હતાં પણ આ બંગડીઓ પર તે ખુશ ખુશ થઈ ગઈ.

અષાઢ મહીનો આવ્યો. આકાશમાં વાદળાઓના ગડગડાટ થવા લાગ્યો. હવે પંડિતજીને ઘર સાંભર્યું. પત્ર આવ્યો કે—"હું આવું છું." વિદ્યાધરીએ મકાન ખુબ સાફ કરાવ્યું અને પોતે પણ શણગાર ધારણ કર્યો તેનાં વસ્ત્રોમાંથી ચંદનની સુગંધ ઉડી રહી હતી. પેલી બંગડીઓ પેટીમાંથી કાઢી તે વિચાર કરવા લાગી કે આ પહેરૂં કે ન પહેરૂં ? છેવટે પાછી પેટીમાં મુકી દીધી.

દાસીએ આવીને ખબર આપી કે પંડિતજી આવી પહોંચ્યા છે. વિદ્યાધરી ઉઠીને ઉભી થઇ. પણ પતિદર્શનની આતુરતાથી બારણા સુધી ગઇ નહીં. ઝડપથી પાછી પેટી ખોલી બંગડીઓ કાઢી તેણે પહેરી અને આરસામાં મોઢું જોવા લાગી.

બીજી બાજુ પંડિતજી ઉત્કંઠાથી દરવાજામાંથી બારણામાં અને બારણામાંથી વિદ્યાધરીના ઓરડામાં આવી પહોંચ્યા. વિદ્યાધરીએ જઇને તેમનાં ચરણને માથે લગાડયા. પંડિતજી તેનો શણગાર જોઇ અજાયબ થઇ

ગયા. એકાએક તેમની નજર પેલી બંગડીઓ ઉપર પડી. રાજાની સોબતથી તે પણ ઝવેરાતની પરીક્ષા સારી રીતે કરી શકતા હતા. બારીક નજરે જોતાં તેમને જણાયું કે એક એક નંગ હજાર હજાર રૂપીઆનું હતું. આશ્ચર્ય ચકિત થઈ તેમણે પુછયું-“આ બંગડીઓ કયાંથી આવી ?”

વિદ્યાધરીએ જવાબ પણ પહેલેથીજ નકકી કરી રાખ્યો હતો-“રાણી પ્રેમવદાએ આપી છે, આખી જીંદગીમાં આ પહેલોજ પ્રસંગ હતો કે જ્યારે વિદ્યાધરીએ પોતાના ધણી સાથે કપટ કર્યું. જ્યારે હૃદય શુદ્ધ ન હોય તો મોઢે સાચું ક્યાંથી બોલાય ? આ બંગડીઓ નહોતી પણ ઝેરી નાગ હતો અને તેનું વિષ વિદ્યાધરીનાં મન અને શરીરમાં પ્રસરી ગયું હતું.

(૧૧)

એક અઠવાડીયું વીતી ગયું. વિદ્યાધરીના મનની શાંતી અને આનંદ જતાં રહ્યાં. તેનાં કાનમાં હંમેશ એ શબ્દો ગુંજ્યા કરતા કે બંગડીઓ રાણી પ્રેમવદાએ આપી છે. તે પંડિતજીની સાથે કપટ કરવા માટે પોતાની જાતને ધીકકારતી અને ઘણું ખરૂં રડયા કરતી એક દીવસ તેને વિચાર થયો કે-સ્વામીને બધી સાચેસાચી વાત કહી દઉં. તેઓ શું માફ નહીં કરે ?-તે ઉઠીને પંડિતજી પાસે ગઈ પણ ત્યાં જતાંજ તેની જીભ બંધ થઈ ગઇ. પોતાના

ઓરડામાં પાછી આવી તે ચોધાર આંસુએ રડી. બંગડી ઓ પહેરવાથી તેને પહેલાં બહુ આનંદ થયો હતો, પણ જે બંગડીઓએ પહેલાં તેને હસાવી હતી તેણેજ તેને બેસુમાર રડાવી.

વિદ્યાધરીએ રાણી સાથે બાગમાં ફરવું બંધ કર્યું અને રમત-ગમત પણ છોડી દીધી. તે આખો દીવસ પોતાના ઓરડામાં પડી રહેતી અને વીચાર કરતી કે-"હવે શું કરૂં ?" કાળા લુગડા ઉપર કાળો ડાઘ ઢંકાઈ જાય છે પણ ઉજળા લુગડા ઉપર કાળાશનું એક ટપકું પણ પ્રગટી ઉઠે છે. તેને વિચાર થતો કે-આ બંગડીઓએજ મારૂં સુખ લુટી લીધું છે અને મને ચોધાર આંસુએ રડાવે છે એ જેટલી સુંદર છે તેટલીજ ઝેરી પણ છે. આ બંગડીઓ ઝેરી નાગ છે. હું એને કચડી નાંખીશ

નાના ઓરડામાં તેણે એક દીવસ કોલસાની મોટી સઘડી સળગાવી અને ચારે તરફનાં બારણા બંધ કર્યા પોતાની જીંદગીને દુઃખ ભરી બનાવનાર બંગડીઓને પેટીમાંથી કાઢી તેણે આગમાં નાખી દીધી. એક દીવસ એવો હતો કે જ્યારે એ બંગડીઓ તેને જીવ કરતાં વહાલી હતી અને તે તેને મખમલની પેટીમાં સાચવતી હતી, આજે તેણે જાતેજ તેને બાળીને ભસ્મ કરી નાખવા માટે સઘડીમાં મુકી દીધી.

વિદ્યાધરી સઘડીની સામે બેઠી હતી એટલામાંજ પંડિતજીએ બારણાં ખખડાવ્યા. વિદ્યાધરી ફીકી પડી ગઈ. તેને કાપી નાખો તો લોહીયે ન નીકળે. મહા મુશીબતે ઉઠીને તેણે બારણું ઉઘાડયું અને માથુ નાચુ કરી ઉભી રહી. પંડિતજીએ આશ્ચર્યથી ઓરડામાં નજર ફેરવી પણ કાંઇ સમજાયું નહીં તેમણે કહ્યું-બારણાં બંધ કરીને શું કરતી હતી ? વિદ્યાધરીએ કાંઇ જવાબજ આપ્યો નહીં. પછી પંડિતજીએ લાકડા લઇ સઘડી ખોળી તો બંગડીઓ નીકળી આવી. બંગડીઓ બીલકુલ બદલાઇ ગઇ હતી. અસલના ચળકાટ, રંગ, આકાર કાંઇજ નહોતું પંડિતજીએ ગભરાઇને પૂછયું-વિદ્યાધરી તારી અક્કલ ક્યાં છે ?

વિદ્યા-ભ્રષ્ટ થઇ ગઇ છે.

પંડિતજી-આ બંગડીઓએ તારૂં શું બગાડયુ હતું ?

વિદ્યા-એણે મારા હૃદયમાં આગ લગાડી હતી.

પંડિતજી-આવી અમુલ્ય ચીજ રદ થઇ ગઇ.

વિદ્યા-એણે પોતાનાથી પણ વધારે કીમતી ચીજ લુંટી લીધી હતી.

પંડિતજી તું ગાંડી તો નથી ગઇ ?

વિદ્યા-કદાચ આપનું ધારવું ખરૂં પણ હોય. પંડિતજીએ વિદ્યાધરી તરફ તીક્ષ્ણ નજરે જોયું-વિદ્યાધરીની આંખો નીચી નમી પડી. તેને ભય લાગ્યો ... દ્રષ્ટી વખતે મારાં હૃદયને ન ભેદી નાખે. પંડિતે કઠોર સ્વરે કહ્યું-" વિદ્યાધરી, તારે આવું કહેવું પડશે.-" હવે વિદ્યાધરીથી રહેવાયું નહીં. તે રડવા લાગી અને પંડિતજીની સામે જમીન ઉપર ઢળી પડી.

વિદ્યાધરીને જ્યારે શુદ્ધી આવી ત્યારે પંડિતજી ત્યાં નહોતા. ગભરાઈને તે બહારના દીવાનખાનામાં આવી તો ત્યાં પણ નહોતા. નોકરને પુછતાં માલુમ પડ્યું કે-ઘોડા ઉપર બેસી જ્ઞાન સરોવર તરફ ગયા છે. આ વાત સાંભળી વિદ્યાધરીને ધીરજ આવી. બારણા આગળ ઉભી રહી તે રાહ જોવા લાગી. મધ્યાન્હ થયાં, સુર્ય માથા ઉપર આવ્યો, સંધ્યા થઇ, પંખીઓ માળા તરફ પાછા ફરવા લાગ્યા, છેવટે રાત પડી અને આકાશમાં તારાઓના ટોળાં ચળકવા લાગ્યા તોપણ વિદ્યાધરી ત્યાંને ત્યાં ઉભી ઉભી ધણીની રાહ જોતી રહી-રાત વધવા લાગી અને વન પશુઓનાં ભયંકર અવાજ સંભળાવા લાગ્યા ને પછી પાછી શાંતિ પ્રસરી રહી. એકાએક ઘોડાના પગલા સંભળાયા તેનુ હૃદય ધડકવા લાગ્યું. આનંદમગ્ન થઇ તે બારણાની બહાર નીકળી પણ ઘોડા ઉપર સ્વાર નહોતો ઘોડો એકલોજ પાછો ફર્યો હતો. હવે વિદ્યાધરીને ખાત્રી

થઇ ગઇ કે હવે પતિદેવના દર્શન થવાના નથી ક્યાંતો તેમણે સંન્યાસ લઇ લીધો અથવા આપઘાત કરી ‧ ંખ્યો. તેના ગળામાંથી નીરાશા અને શોકથી ભરેલો ઉંડો નિઃશ્વાસ નીકળ્યો. ત્યાંજ જમીન ઉપર બેસી જઈ આખી રાત તેણે આંસુએ રડયાં કર્યું. જ્યારે સવાર પડી અને પંખીયોએ મધુર કલબલાટ કરવા માંડયો ત્યારે તે ઉઠી ને અંદર જઇ સુતી.

જે પ્રમાણે સુર્યનો તાપ જળને સુકવી નાખે છે તેજ મુજબ શોકના તાપથી વિદ્યાધરીનું લોહી સુકાઇ ગયું. મોઢામાંથી ઠંડા નિઃશ્વાસ અને આંખોમાંથી ગરમ આંસું નીકળ્યા કરતા હતા. જમના ઉપર અરૂચી થઇ ગઇ હતી અને જીંદગી ઉપર તિરસ્કાર આવી ગયો હતો. આ હાલતમાં રાજા રણધીરસિંહ એક વખત દીલાસો આપવા તેની પાસે આવ્યા. તેને જોતાંજ વિદ્યાધરીની આંખો લાલ થઇ ગઈ, ક્રોધથી હોઠ ધ્રુજવા લાગ્યા અને નાગણની માફક ફુંફાડો મારી રાજાની સામે જઈ કર્કશ કહ્યું-"પાપી આ તેંજ સળગાવેલી આગ છે. જો મારામાં હજુ પણ કાંઇ સત્ય રહયું હશે તો તને આ તારી દુષ્ટતાનું કડવું ફળ મળશે." આ તીર જેવા શબ્દો રાજાના હૃદયમાં ઉતરી ગયા. તેનાથી એક શબ્દ પણ બોલાયો નહીં. કાળથી પણ નહીં ડરે તેવો રજપુત સ્રીની જવાળામય દ્રષ્ટીથી કંપી ઉઠયો.

(૧૩)

એક વર્ષ વીતી ગયું. હીમાલય ઉપર મનોહર હરિયાળી છવાઇ હતી અને ફુલોએ પર્વતોના ખોળામાં રમવા માંડયું. આ રૂતુ વીત્યા પછી જળ-સ્થળમાં બરફની સફેદ ચાદર પથરાઇ ગઇ અને પક્ષીઓની હારની હાર મેદાનો તરફ ઉડતી દેખાવા લાગી. એ રૂતુ પણ ગઇ. પછી ચે.માસામાં નદી—નાળાઓ ઉભરાવા લાગ્યાં અને ચંદ્રનો સ્વચ્છ નિર્મળ પ્રકાશ જ્ઞાનસાગરનાં જળને પ્રકાશીત કરવા લાગ્યો. પણ હજીયે પંડિતજીનો પત્તા લાગ્યો નહીં. વિદ્યાધરીએ રાજમહેલનો ત્યાગ કર્યો અને એક જુદા એકાંત મંદીરમાં તપસ્વિનીની માફક રહેવા લાગી. તેની દશા એટલી કરૂણાજનક હતી કે તેને જોતાંજ મારી આંખોમાં આંસુ આવી જતા. તે મારી વહાલી સખી હતી અને જીંદગીનાં કેટલાક વર્ષો મેં તેની સાથે બહુ સુખપૂર્વક કાડયા હતા. તેનું આ અપાર કષ્ટ જોઈ હું મારૂં દુઃખ ભુલી ગઇ એક વખત એવો હતો કે જ્યારે તેણે પોતાના પતિવૃતના બાગ ઉપર મનુષ્યને પશુ બનાવી દીધો હતો અને આજે તેનો પતિ પણ તેને છોડી ગયો હતો. કોઈ પણ સ્ત્રીના હૃદય ઉપર આવો શરમ ભરેલો અને આથી વધારે પ્રાણ ઘાતક જખમ નહીં થયો હોય. તેની તપશ્ચર્યાથી મારા માનમાં તેને માટે ફરી માન ઉપજ્યું, તેના સતિત્વ

ઉપર પાછી મારી શ્રદ્ધા બેઠી, પણ તેને કાંઇ પૂછતાં અથવા દીલાસો આપતાં મને સંકોચ થતો હતો. મને ધાસ્તી હતી કે જો કદાચ એમ કરવા જાઉં તો વિદ્યાધરીના મનમાં કદાચ એમ આવે કે હું વેર લેતી હોઇશ. મહીનાઓ પછી જ્યારે હૃદયનો ભાર હલકો કરવાને વિદ્યાધરીએ પોતે મને બધી વાત કહી ત્યારેજ મને ખબર પડી કે આ બધુ કારસ્તાન રણધીરસિંહનુ હતું. તેનીજ સુચનાથી રાણીએ વિદ્યાધરીને પંડિતજી સાથે જતા અટકાવી હતી અને તેના સ્વભાવમાં જે ફેરફાર થયો તે પણ રાણીજીની માઠી સોબતનું પરિણામ હતું. રાણીજીએ ઉપજાવેલા મોહપાશથીજ તેને અલંકાર ની લાલસા ઉત્પન્ન થઈ હતી અને 'ના' કહેવાથીજ બગડી જિનો ભેદ તેણે પંડિતજીથી છુપાવ્યો હતો. સ્ત્રીઓની જીંદગીમાં આવા બનાવો નીરંતર બન્યાજ કરે છે અને તેમને જરાએ લાગતું નથી કે એવી નાનકડીબુલો કોઈવાર કારમુ સ્વરૂપ પકડે છે. વિદ્યાધરીનું પતિવ્રત અખંડ હતું અને તેથીજ તેને પંડિતજી સાથેનું કપટ સાલવા માંડયું. હું એમ નથી કહેવા માગતી કે વિદ્યાધરીએ સાચો માર્ગ છોડયો નહોતો. કોઇના ચઢાવવાથી કે પોતાના ભોળપણથી તેણે કર્તવ્યનો સીધો માર્ગ છોડયો હતો છતાં પાપ–કલ્પના તેનાથી દુર હતી.

(૧૪)

હે મુસાફર, પછી મેં પંડિતજીની શોધ કરવી શરૂ કરી. હું તેમની મનોવૃતિ જાણુતી હતી. રામચંદ્રના તે પરમ ભક્ત હતા કૌશલ્યા પુરીની (અયોધ્યા) પવિત્ર ભુમી અને સરયુ નદીનો રમણીય કીનારો એમના જીવનુ સુખ સ્વપ્ન હતું. મને ખ્યાલ આવ્યો કે કદાચ તેમણે અયોધ્યાનોજ રસ્તો પકડયો હશે. જો મારી મહેનતથી તે જડી જાય અને તેમને લાવીને વિદ્યાધરીને સોંપી શકું તો મારૂં જીવન સફળ થઇ જાય. તે વિરહિણીએ ઘણું દુઃખ વેઠયું હતું છતાં શું હજી દેવોને તેના ઉપર દયા નહીં આવે? પાંચ વિશ્વાસુ માણસો લઇ એક દીવસ હું અયોધ્યા જવા નીકળી પડી. પહાડથી નીચે ઉતરતાજ રેલ્વે હતી એટલે મુસાફરી સરળ થઇ ગઇ. વિસમે દિવસે અયોધ્યા પહોંચી એક ધર્મશાળામાં મુકામ કર્યો. સરયુમાં સ્નાન કરી હું રામચંદ્રજીના દર્શન કરવા ગઇ. મંદીરના બારણામાં પેસતાંજ પંડિતજીની શાંત મુર્તિ દેખાઇ. તેઓ એક ઘાસના પવિત્ર આસન ઉપર બેસી રામાયણુ વાંચતા હતા અને હજારો નર–નારીઓ બેઠા બેઠા તેમની અમ્રતમય વાણી સાંભળતા હતા.

જેવી પંડિતજીની નજર મારા ઉપર પડી તેવાજ આસન ઉપરથી ઉઠી મારી પાસે આવ્યા અને બહુ પ્રેમથી મારૂં સ્વાગત કર્યું બે, અઢી કલાક સુધી તેમણે મને

મંદીરમાં ફેરવી. મંદીરના ઉંચા જરૂખામાંથી આખુ શહેર સોગટા બાજીની માફક મારા પગ નીચે પથરાયલું જણાતું હતું. ધીમો પવન સરયુના જળને ટપલીઓ મારતો હતો. એવું લાગતું હતું કે સ્નેહમયી સરયુ માતાએ આ નગરને પોતાના ખોળામાં લઈ લીધું હતું ત્યાંથી હું મારા મુકામ ઉપર ગઇ ત્યારે પંડિતજી પણ મારી સાથે આવ્યા. તેઓ નીસંતથી બેઠા એટલે મેં તેમને કહ્યું—આપે તો અમારી સાથેનો સંબંધજ તોડી નાખ્યો.

પંડિતજીએ દુઃખી થઇ કહ્યું—વિધાતાની એવીજ ઇચ્છા હશે-મારા હાથમાં શું હતું? હવે તો રામચંદ્ર જીના ચરણમાં આવ્યો છું અને બાકીની જીંદગી અહીંજ પુરી થશે.

મેં કહ્યું—તમે તો અહીં રામચંદ્રજીના શરણમાં પડયા છો પણ પેલી અબળા વિદ્યાધરીને કોના શરણાગાર માં મુકી છે?

પંડિતજી—તમારા મોઢામાં આ વાત શોભતી નથી.

મેં કહ્યું—વિદ્યાધરીને મારી ભલામણની જરૂર નથી. જો તમે એના પતિવ્રત પણા ઉપર વ્હેમ આણ્યો હોય તો તમે એવું ઘોર પાપ કર્યું છે કે જેનું પ્રાયશ્ચિત

વારંવાર જન્મ લઇને પણ કરી શકવાના નથી. તમારી આ ભકિત પણ એ અધર્મનું નીવારણ નહીં કરે તમને ખબર છે કે તમારા વિયોગમાં એ દુ:ખી સ્ત્રીની જીંદગી કેવી છે?

પણ પંડિતજીએ એવો દેખાવ કર્યો કે જાણે તેમણે પોતાની જીંદગી માટે જણાવેલો નીર્ણય છેવટનો જ હતો અને તેમાં કાંઇ ફેરફાર થાય તેમ નહોતું. હુ પણ સહેલાઇથી તેમનો કેડો છોડી દઉ એવી કયાં હતી? મેં આખી વાત પહેલેથી છેલ્લે સુધી તેમને સંભળાવી અને રણધીરસીંહની કપટ નીતિનું પોલ ખોલ્યું ત્યારેજ પંડિતજીની આંખ ઉઘડી. હુ બોલવામાં બહુ હોશીયાર નથી પણ તે વખતે સત્ય અને ન્યાયના પક્ષમાં હોવાથી મારા શબ્દોમાં આપોઆપજ જોર આવી ગયું. એવું જ સમજો કે જાણે મારી જીભ ઉપર સાક્ષાત સરસ્વતી બેઠાં હતાં. અત્યારે તો મને પોતાને પણ મારા એ ભાષણને માટે આશ્ચર્ય થાય છે. છેવટે જીત મારીજ થઇ અને પંડિતજીએ મારી સાથે આવવાનું કબુલ કર્યું.

અહીં આવી શેરસીંહની ખબર અંતર લઇ હુ અર્જુન નગર ગઇ. પંડિતજી અને હું પોતપોતાના વિચારમાં ગરકાવ થઇ ગયા હતા. પંડિતજીનું માથુ શરમથી નીચું થયું હતું કારણ કે હવે તેમની હાલત રીસાયેલા હોવાની નહીં પણ મનાવનારની હતી.

આજે પ્રેમનાં સુકાયલાં વૃક્ષ ઉપર જળ સીંચન થવાનું હતું. સુકાયલી નદી પ્રબળ વેગથી વહેવાની હતી.

અમે જ્યારે વિદ્યાધરીના મંદીરે ગયા ત્યારે દીવસ ચઢી ગયો હતો. પંડિતજી બહારજ ઉભા રહ્યા, મેં અંદર જઇ જોયું તો વિદ્યાધરી પુજા કરતી હતી. પણ તે કોઇ દેવની પુજા કરતી નહોતી. તેના સિંહાસન ઉપર પંડિતજીની પાવડી હતી. સતિત્વનો આ અલૌકિક દાખલો જોઇ મારૂં હૃદય આનંદથી ઉભરાયું. મેં દોડીને વિદ્યાધરીના પગમાં માથું નમાવ્યું. તેનું શરીર સુકાઇને કાંટા જેવું થઇ ગયું હતુ અને કમ્મર વાંકી વળી ગઇ હતી.

વિદ્યાધરીએ મને ઉઠાડી છાતી સાથે ચાંપી દીધી અને કહ્યું—બ્હેન મને શરમાવ નહીં. આવી તે બહુ સારૂં કર્યું. ઘણા દહાડાથી તને મળવા જીવ તલપી રહ્યો હતો.

મેં કહ્યું—જરા અયોધ્યા ગઇ હતી જ્યારે અમે બન્ને કાશ્મીરમાં હતા ત્યારે હું કોઇ પણ વખતે બહાર ગામ જાઉં તો વિદ્યાધરી માટે કાંઇ પણ ભેટ જરૂર લાવતી. અચાનક તેને એ વાત યાદ આવી સંભળ તેણે તેણે પુછ્યું—મારે માટે પણ કાંઇ લાવી છે!

મેં કહ્યું—બહુજ સરસ ચીજ લાવી છું.

વિ૦—શું છે જોઉં ?,

મેં કહ્યું—તું ધાર તો ખરી. શું હશે ?

વિ૦—ઘરેણાંનો દાબડો હશે.

મેં કહ્યું—તેથી પણ સરસ.

વિ૦—ઠાકોરજીની મુર્તિ.

મેં કહ્યું—તેથી પણ સરસ.

વિ૦—મારા સ્વામીનાં કાંઇ સમાચાર.

મેં કહ્યું—એથી પણ સરસ.

વિદ્યાધરી જુસ્સાથી વ્યાકુળ થઇ ઉઠી કે બારણે જઈ સ્વામીનું સ્વાગત કરે પણ શરીરની નિર્બળતાથી તેની અભિલાષા પુરી થઇ નહીં. ત્રણ વાર ઉભી થઇ અને ત્રણે વાર પડી ગઇ. પછી મેં તેનું માથું મારા ખોળામાં લીધું અને લુગડાના છેડાથી પવન નાખવા માંડયો. તેનું હૃદય જોસથી ધડકી રહ્યું હતું. અને પતિ દર્શનનો આનંદ આંખોમાંથી આંસુ રૂપે બહાર નીકળતો હતો.

જ્યારે મન જરા શાંત થયું ત્યારે તેણે કહ્યું—એમને બોલાવ, એમના દર્શન મારે માટે રામબાણ દવા થઇ પડશે.

અને એમજ થયું. જેવા પંડિતજી અંદર આવ્યા કે તરતજ વિદ્યાધરી તેમના પગને ઉઠીને વળગી પડી દેવીને ઘણા વખત પછી પતિના દરશન થયા હતાં. આંસુ ની ધારથી તે તેમના ચરણ ધોઈ રહી છે. મને હવે ત્યાં ઉભા રહેવું ઠીક ન લાગ્યું. એ બન્નેનાં મનમા કેટલીયે વાતો યાદ આવી હશે, બન્ને એક બીજાને કાંઇ કાંઇ કહેવા—સાંભળવા ઇચ્છતા હશે. એમ વિચાર કરી હું ઉઠી ને ઉભી થઇ અને બોલી—મ્હેન. ત્યારે હવે હું જાઉં છું. સાંજે વળી આવીશ. વિદ્યાધરીએ મારા તરફ નજર કરી. એની આંખમાં કીકીની જગ્યાએ હૃદય બોલી રહ્યુ હતું અને તેમાં ઉપકારની લાગણી ઉભરાતી હતી. તેણે આકાશ તરફ બન્ને આંખો ઉંચી કરી કહ્યું:—ઇશ્વર તને આ સત્કાર્યનું ફળ આપે.

(૧૬)

હે મુસાફર, મેં એ વખત પંડિતને મોતના મોંઢા માંથી બચાવ્યા હતા પણ આજના જેવો આનંદ મને કદી થયો નહોતો.

જ્યારે હું જ્ઞાન સરોવર ઉપર આવી ત્યારે બપોર થઈ ગઇ હતી. વિદ્યાધરીનો આશીર્વાદ મારા પહેલાંજ ત્યાં પહોંચી ગયો હતો. મેં જોયું કે એક પુરૂષ ગુફામાંથી નીકળીને સરોવર તરફ જતો હતો. મને આશ્ચર્ય થયું

કે આવે વખતે એ કોણ આવ્યું હશે? પણ જ્યારે તે નજીક આવ્યો ત્યારે મારાં હૃદયમાં એવી લહેરો આવવા લાગી કે જાણે છાતીમાંથી બહાર નીકળી પડશે. એ આ મારા પ્રાણેશ્વર મારા પતિદેવ હતા. હું તેમના પગમાં પડવા જતી હતી તે પહેલાં તો એમના હાથ મારા ગળામાં વીંટળાઇ વળ્યા.

બરાબર દસ વર્ષ પછી મને શુભ દીવસ દેખાયો મને એજ લાગ્યું કે માન સરોવરનાં કમળ જાણે મારે માટેજ ખીલ્યાં છે પર્વતરાજે પુષ્પની પથારી મારે માટેજ પાથરી છે અને હવા મારે માટેજ ડોલતી ડોલતી આવતી હતી.

સંપૂર્ણ

---

## ( ૨ )

# ઘોર પાપ



(૧)

દુર્વ્યસનો અને દુરાચારમાં અડધી રાત સૌંદર્યના બજારમાં પસાર કરીને મહતાબરાય ગાડીમાં બેસી પોતાને ઘેર પાછા ફર્યા. તેમનો વિચાર એવો હતો કે પ્રભાતનો પ્રકાશ થવા પહેલાં આ પાપ-કુંજથી બની શકે તેટલાં આઘે નીકળી જવું જેથી બનારસનો કોઇ આબરૂદાર માણસ તેમને અહીં જોઇ શકે નહીં.

રાત્રીના ત્રણ પહોર વીતી ચુક્યા હતા. ચારે તરફ શાંતિ અને નિસ્તબ્ધતાનું રાજ્ય હતું, અને પેલો બજાર જે રાતના દશ-અગીયાર વાગ્યા સુધી બનારસ નો સૌથી વધારે પ્રકાશમય બજાર રહેતો હતો તે હમણાં ઉઠેલા મેળાની માફક સુનસાન થઇ ગયો હતો. હા, હજી એટલું હતું કે કોઇ કોઇ ઘરમાંથી અજવાળું અને અવાજ નીકળવાથી એટલી ખાત્રી થતી કે તે

ઘરમાં રહેનારાઓ હજી સુતા નથી. આમ હોલવાઇ ગયા પછી પણ જેમ કોઇ કોઇ ચીણગારી ચમકી ઉઠે છે તે પ્રમાણે ત્યાં શાંતીમાં કોઇ કોઇ ઘરમાંથી ધીમો ધીમો અવાજ કદી કદી સંભળાતો હતો.

મહતાબરાયની ગાડી ચાલતી હતી. તેની ચારે તરફ અંધારૂં હતું પરંતુ તેનું મગજ જેની પાસેથી ઉઠીને તે આવ્યો હતો તેના કલંકમય રૂપ પ્રકાશથી પ્રકાશીત હતું.

અચાનક ગાડી એક મોટર સાથે અથડાઇ અને ઉંધી વળી ગઇ. મહતાબરાયે પોતાને સાચવવાનો બહુ પ્રયત્ન કર્યો પણ બચી શક્યા નહીં. શરાબ, યૌવન અને સૌંદર્યના નીશાથી મુગ્ધ રહેલા તેના હાથ તેના પડતા શરીરને સાચવી શક્યા નહીં. તેની આંગળીઓ સડક પરની માટી પરથી લપસી ગઇ; અને ઉછળતા ઘોડાનો એક પગ તેના માથા ઉપર ફરી ગયો. એક હલકી ચીસ હવામાં ગુંજી અને તે પછી મહેતાબરાય બેભાન થઇ ગયા. મોટરના માલીકે કોણ કઇ રીતે પડયું છે તેની શોધખોળ કર્યા સીવાય સીગારેટનો જોરથી દમ મારી પુછ્યું મોટરના ભાગ્યા નથીને ?

નોકરે મોટરમાંથી નીચે ઉતરી મોટરને સારી રીતે તપાસી જવાબ દીધો—"નહીં હજુર."

એ સાંભળી સાહેબને ધીરજ આવી. તેમણે કહ્યું—આ ગાડીવાળા બીલકુલ ગધેડાં જેવા છે. તું આ અકસ્માતનો રીપોર્ટ કરીશ.

નોકરે મોટર ચલાવી પોતાની ઝડપી ચાલતી રાતના

અંધકારને ભેદતી મોટર દુર નીકળી ગઇ. પછી ગાડીવાળાએ ઘણુ મુશ્કેલીથી પોતાના ઘોડાને ઉઠાડયો અને ગાડી લઇ નાસી ગયો. તેને બીક હતી કે જો મારો નંબર લખાશે તો મારા ઉપર પણ આફત આવશે. સ્હેજવારમાં મોટર અને ગાડી સામસામી દીશામાં અલોપ થઇ ગયા.

મહેતાબરાય ત્યાંજ બેભાન અવસ્થામાં પડયા હતા તેના માથામાંથી લોહી વહેતું હતું.

ગાડીવાળાને થોડે દુર ગયા પછી બીજો ગાડીવાળો મળ્યો. તેણે પેલા બીજા ગાડીવાળાથી મોઢું છુપાવ્યું કારણ કે તેને બીક હતી કે જો હું ઓળખાઇ જાઇશ તો અકસ્માતને માટે મારે જવાબ દેવો પડશે. પોતાનો અવાજ બદલી તે બોલ્યો —જરા સાચવીને જજે. રસ્તામાં એક માણસ બેભાન પડયો છે તે ગાડી નીચે આવીને કાંઇ કચડાઇ ન જાય.

આ બીજી ગાડીમાં બનારસની સૌથી સુંદર અને જાણીતી વેશ્યા તારા બેઠી હતી તેની રૂપપ્રભાએ થોડાજ દિવસમા સૌંદર્ય બજારમાં એક છેડાથી બીજા છેડા સુધી રસીક લોકોને ગાંડા બનાવી દીધા હતા, અને તેની કોયલ જેવી મીઠી વાણીએ વ્યાકુળ હૃદયોમાં આગ લગાડી દીધી હતી. છતાં તેના દીલમાંથી પવિત્રતાનો તદન નાશ થયો નહોતો. મહતાબરાયને આ લાચાર હાલતમાં જોઇ તેના મનમાં આઘાત થયો. માનવી હૃદયની સ્વાભાવિક દયા જાગી ઉઠી. રાતની શાંતિમાં એકાએક બાલ્યાવસ્થામાં સાંભળેલા સંગીતનું તાન કદી સંભળાઇ ઉઠે છે. એ તાનમાં કેવું આકર્ષણ કેવી મોહની શકિત હોય છે! તે સાંભળતા ઉંઘ ઉડી જાય છે અને વીતેલા દીવસો નજર આગળ

ખડા થાય છે તારા પણ એક સ્ત્રી હતી મહતાબરાયની લાચારીએ તેના સ્ત્રી હ્રદયની ઉંમતી કરૂણાને જગાડી દીધી. મહતાબરાય કલંકીત હતો પણ તેના મોઢા ઉપર એ ભાવ દેખાતો નહોતો સારા માણસોના ચ્હેરા ઉપર દેખાય છે તેવીજ સરળતા અને ભોળપણ તેના મોઢા ઉપર દેખાતા હતા. મુંઝમાં સડો પેઠો હતો છતાં તેની અસર હજુ વૃક્ષ ઉપર થઇ નહોતી. તારાએ પોતાના નોકરની મદદથી તેને ગાડીમાં સુવાડયો અને તેને હોસ્પીટલ લઇ ગઇ.

(૨)

કેવો ફેરફાર ? તારાની ઉંમતી સદભાવનાઓ જાગી ઉઠી તેને પોતાના કર્મથી, ઘરથી અને વિલાસની સામગ્રીથી કંટાળો આવ્યો—તિરસ્કાર ઉપજ્યો. મહતાબરાયની મા, બ્હેન અને સ્ત્રીની પવિત્રતા, અને સચ્ચરિત્રતાએ તેના હલકા જીવનને તેની નજરમાં વધારે હલકું પાડયું. જેમ કાળી ચીજ સફેદ ચીજની સામે આવતાં વધારે કાળી દેખાય છે તેવી તેની હાલત થઇ તે નાનપણથીજ સૌંદર્યનું વેચાણ કરનારી દુનીયાના હવા પાણીમાં ઉછરી હતી. તેને ગૃહસ્થ ઘરની સુખી જીંદગી જોવાનો અત્યા- પહેલાં પ્રસંગ આવ્યો નહોતો. પત્નીભાવ શું ? અને કેવો હોય છે તેનો તેને ખ્યાલ પણ નહોતો. તે વ્યભિચારથી પેદા થઇ, નિર્લજતાના ખોળામાં ઉછરી અને પાપના દરવાજે ઉભી હતી. મહતાબરાયના ઘરની સ્ત્રીઓની સદભાવનાઓ અને સચ્ચરિત્રોએ એનાં હ્રદયમાં વ્યાકુળતા ઉત્પન્ન કરી. જ્યારે મહતાબરાયની પત્ની પોતાના માંદા ધણીની સામે જોઇ શરમથી ધ્રુજતાં હાથ

તેના માથા ઉપર ફેરવતી-અને જ્યારે તેની મા પોતાના પુત્ર તરફ તારાએ પોતાની જીંદગીમાં કદી ન જોયલી એવી વાત્સલ્ય ભરી દ્રષ્ટિથી જોતી-અને તેની બ્હેન જગા પણ થાકયાં સાનાય. સ્વાર્થ અને બનાવટ વગરના સાચ્ચા પ્રેમથી ચાકરી કરતી ત્યારે તારાના હ્રદય ઉપર એવી છાપ પડતી કે તે પોતાને ભુલી જતી; અને ખરા આનંદમાં ગરકાવ થઇ જતી. કોઇ કોઇ વાર તેને એમ પણ લાગતું કે તે કોઈ નવીજ દુનીઆમાં પહોંચી ગઇ છે. તેને વિચાર થતો કે-શું આ સ્વાર્થમય લાલચુ દુનીઆમાં આવો સાચો પ્રેમ હોઇ શકે ! તેની નજર સામે બહુજ સુંદર અને વત્ર નવીજ દુનીઆ ખડી થઇ એ દુનીઆમાં પ્રેમ અને આત્મબલીદાનના પુષ્પો હતાં પણ કપટનાં કાંટા નહોતા. એ જગતમાં દીવસનો પ્રકાશ હતો પણ રાત્રીનો અંધકાર નહોતો. જે પ્રમાણે કોઇ માણસ છાશને હંમેશ દુધ સમજીને પીતો હોય અને એકાએક કોઇ દીવસ સાચુ દુધ મળવાથી પોતાના ભ્રમ માટે તેને જેવી દીલગીરી થાય તેવીજ રીતે તારાને પ્રેમનું આ સાચું અને પવીત્ર ચિત્ર જોઇ પોતાના દુર્ભાગ્યનું ભાન થયું. દીલમાં કોઇએ ભાલો માર્યો હોય તેવું દર્દ થયું. રાત દીવસ તેને વિચાર આવવા લાગ્યો કે કોઇ રીતે ગયલો વખત પાછો આવે ! પણ આંખોમાંથી પડેલાં આંસુ અને ગયેલો વખત પાછો આવ્યો સાંભળ્યો છે ? તેણે પોતાની પતિત અવસ્થામાંથી ઉંચે ચડવાનો નિશ્ચય કર્યો. વાત નાનીસુની નહોતી. તારાના હ્રદયમાં કેટલાએ દીવસો સુધી કોઇ રાજાના દીલમાં પોતાનું રાજ્ય છોડતા પણ ન થાય એવો ખળભળાટ મચી રહ્યો. તારાને વિચાર થતો કે નવી જીંદગીમાં હું શું કરીશ ? પરંતુ મહેતાજરાયની વહુ

અને બ્હેનના આશ્વાસનથી એ મુશ્કેલીનો પણ અંત આવ્યો. તેમણે કહ્યું,—"ફીકર કરશો નહીં, અમે તમારી ગોઠવણ કરી આપશું, તમારે ભુખે મરવું નહિ પડે." રેતીના રણમાં કેટલાક વખતે મીઠા પાણીના ઝરો મળી આવવાથી આનંદ થાય તેવો આનંદ એ વાત સાંભળી તારાને થયો.

(૩)

આઠ દીવસ વીત્યા. મહતાબરાયની તબીયત કાંઈક સુધરી હતી છતા હજી હોસ્પીટલમાંજ હતા. એક દીવસ સવારે તેઓ વાંસા પાછળ તકીયો રાખી બેઠા હતા અને પોતાના બ્હેન કીશોરી સાથે ધીમે ધીમે વાત કરતા હતા, એટલામાં તેમની નજર બારણા તરફ ગઇ. તારા ત્યાં ઉભી હતી. તેમણે તેને જોઇ અને પોતાની કમજોર આંગળીથી તેના તરફ ઇશારો કરી કીશોરીને પૂછ્યુ,—"એ કોણ છે?"

કીશોરીએ કહ્યું—જેણે તમારો જીવ બચાવ્યો તે સ્ત્રી છે.

મહતાબરાય ધ્રુજતાં ધ્રુજતાં બોલ્યા—એ વખત યાદ આવે છે ત્યારે આંખો આગળ અંધકાર છવાઇ જાય છે પરમાત્માએજ બચાવી લીધો. આ સ્ત્રી તે વખતે ત્યાં નહી આવતે તો કોણ જાણે શું થતે!

"હવે એ વાત યાદ કરવાની જરૂર નથી."

"કેવો વિકટ વખત હતો! યાદ આવતાંજ કાળજું કંપી ઉઠે છે. પણ આ સ્ત્રી કોણ છે તે તો મને તેં કહ્યુંજ નહીં."

કીશોરીએ જરા વાર પછી કહ્યું—ગમે તે હોય, પણ એણે જેવો તેવો ઉપકાર નથી કર્યો."

" તેની કોણ ના કહે છે ? એણે મને નવીજ જીંદગી આપી છે. "

" એના ઉપકારનો બદલો વળે તેમ નથી. "

" ખરી વાત–પણ એ છે કોણ ? "

" તમારો જીવ બચાવનાર. "

" તે એ વખતે ઘેરથી ક્યાં જતી હતી ? "

ફીરોઝારીએ જાણે સાંભળ્યું ન હોય તેમ કહ્યું—હવે કદી સાંજે ઘરમાંથી બહાર જતા નહીં.-અંધારામાં આવા બનાવો બન્યાજ કરે છે. કોઇ પુન્ય આડે આવ્યું તે આ બાઇની નજર તમારા ઉપર પડી નહીં તો બનારસના લોકો મરેલાના મોઢા ઉપર પાણી છાંટે એવા નથી.

મહતાબરાયે આકાશ તરફ જોઇ ઊંડો શ્વાસ ખેંચી કહ્યું —આ બનાવથી મારી આંખ ઉઘડી છે પણ કામ છે એટલે રાત્રે બહાર નીકળવુંજ પડે.

" ભાઇ તમારા કામોમાં તો આ જીવ જવાનો વખત આવ્યો છે. હજી પણ સમજવું નથી ?

ફીરોઝારીની આંખમાં આંસુ હતાં અને આંસુમાં દર્દ હતું. આ આંસુની કીમત જેને બહેન હશે તેજ સમજી શકશે. મહતાબરાયે એ આંસુ જોયાં અને વ્યાકુળ થઇ જઇ બોલ્યા–" સારું હું રાત્રે બહાર જઇશ નહીં, કદી નહીં જાઉં. "

" મશ્કરી કરો છો ? "

" નહીં ફીરોઝા. ખરૂંજ કહું છું. "

" ખબર નથી કે તમારું મોઢું જોઇને આખું ઘર જીવે છે. "

" આજથી કાન પકડયો. "

" તમે બધાને થોડા હેરાન કર્યા છે ? આ તમારો નવો કામ છે. "

' ઠીક, હવે કહેને આ બાઇ કોણ છે ? '

' એ બહુ દુઃખી છે. '

' શું ગરીબ છે ? હું એને પુષ્કળ પૈસા આપીશ. એ પણ યાદ કરશે '

' એને પૈસાથી સુખ થાય તેમ નથી. '

' તો એને શું દુઃખ છે ? હું તે દુર કરવા માટે મારો જીવ સુદ્ધાં આપી શકીશ. '

કીશોરીને ભાઇના શબ્દો માટે વ્હેમ હતો. ધીરેથી તેણે કહ્યું—પ્રતિજ્ઞા કરો છો !

' હા પ્રતિજ્ઞા કરૂં છું '

' પળશો ? '

' મારા શબ્દો ઉપર અત્યાર સુધી કોઇએ વ્હેમ આણ્યો નથી. '

એટલું બોલતાં બોલતાં તેનું મોંઢું લાલ થઇ ગયું. આંખોમાં ક્રોધ ઝળકવા લાગ્યો. અત્યાર સુધી સુધા—મહતાબરાયની સ્ત્રી એક બાજુ ઉપર બેઠી હતી. અત્યાર સુધીની વાતમાં તે બીલકુલ વચ્ચે બોલી નહોતી પણ હવે તેનાથી મુંગા રહેવાયું નહીં ત્યાંક

તરફ કરડી નજર કરી બોલી—તમે આવી આવી વાતો શું કામ કરો છો ? કેવા મંદવાડમાં ઉઠયા છો તે જોતા નથી ? આમ વારે ઘડીએ ક્રોધ કરશો તો પાછા માંદા પડશો. એક વાર કહ્યું પ્રતિજ્ઞા કરી, તો પણ તમને ભરોસોજ પડતો નથી ! બહુ બોલવાથી તો માથું જ દુખવા માંડશે. '

કીશોરીના હૃદયમાં તીર લાગ્યું. ચીઢવાઇને તે બોલી—તમે બબ્બે કલાક વાતો કર્યા કરો છો ત્યારે માથું નથી દુખતું, મારી જરાજ વાતથી માથું દુખી આવશે—બહુ સારૂં ભાભી ! હું હવે બોલવાની નથી. બોલું તો જીભ ખેંચી કહાડજો. '

' તમને તો જરા જરામાં ખોટું લાગી જાય છે. '

' એટલીજ ગંડી છું કેની ? '

' તમને એટલું કહેવામાં પણ ગુન્હો થઇ ગયો.

' હું બહાર જાઉં છું નહીં તો વળી માથું દુખી આવશે' એટલું કહી કીશોરી બહાર નીકળી ગઇ. બહાર તારા ઉભી હતી. તેણે કીશોરીનો હાથ પકડયો પુછ્યું-દીલગીર થયેલા કેમ દેખાવ છો ? શું થયું ?

એટલામાં સુખદા બહાર આવી. અને નાના બાળકની માફક કીશોરીના ગળામાં હાથ ભેળવી બોલી-તમે ગુસ્સે થયા છો પણ હું ગુસ્સો રહેવા દેવાની નથી.

કીશોરીનો ક્રોધ જતો રહી તો પણ મોઢું ચઢાવી તેણે કહ્યું—મેં કાન પકડયા. હું હવે એ ઓરડામાં બોલવાનીજ નથી '

કોઇ માણસ નજીકમાંથી જતો હતો તેને જોઇ સુધાએ ઘુમટો તાણ્યો. તેના ગયા પછી ફરીથી કીશોરીના ગળામાં વળગી પડી કહ્યું ' તમે નહી બોલો તો હું બળાત્કારે બોલાવીશ.' એટલું કહી સુધાએ કીશોરીના મોંઢામાં આંગળી નાખી તેની જીભ પકડી લીધી અને હસવા માંડ્યું. તારાની આંખોમાં આંસુ આવી ગયા. કેવો પ્રેમ? કેવી બાળકના જેવી પવીત્ર ચંચળતા એકે એક કટાક્ષ પ્રેમથી રંગાએલો હતો. શું એ પ્રેમના અમૃતમાંથી તારાને એકાદ ઘુંટડો નહીં મળે !

( ૪ )

એકા એક જાણે કાંઇ વાત યાદ આવી હોય તેમ સુધાએ માથું ઉંચુ કર્યું અને કીશોરીનો હાથ પકડી કહ્યું --ચાલો તમને બોલાવે છે.

એ ઇશારો મહતાબરાય તરફ હતો. હવે કીશોરીથી રહેવાયું નહીં. પ્રેમના પગમાં બેડી કોણે નાંખી છે ? તે ઝડપથી મહતાબરાયના ઓરડા તરફ જવા લાગી. તારાએ રસ્તો રોકી પુછ્યું મારું કામ.

" ફીકર ન કરો. હું એજ વાત કરીશ.'

" તારાએ કહ્યું—શી ? તમને આશા છે ?

સુધાએ કહ્યું—કેમ નહી થાય ? કમીટીના મેમ્બર છે કાઉન્સીલમાં જાય છે. કેટલીયે સ્કુલોના પ્રમુખ છે. તમારું એટલું નાજુક કામ પણ નહીં કરી શકે ?

પણ તારાના દીલમાં કોઇ કહી રહયું હતું કે આ કામ

બનવાનું નથી. તેની પાસે પૈસાનો. દુકાળ નહતો ધારતતો આખી જીંદગી સુખમાં પસાર કરતે પણ એ પૈસા તે વાપરવા ચાહતી નહોતી એ પૈસા તેની આંખમાં ખુચી રહ્યો હતો કારણ કે તેને વિચાર થતો હતો કે—એ પાપની કમાણી છે–એ વાપરવાથી મારૂં ભલું થવા નું નથી. ...... તેવા ઓડનાર—ને હવે સત્કાર્યથી કમાઇ જીવવા ઇચ્છતી હતી. તેણે સુધા અને કીશોરીને કેટલીયે વાર કહ્યું–કે મને કોઇ કન્યાશાળામાં ભરવા ગુંથવાનું કામ શીખવવાની નોકરી અપાવો, તેથી મારૂં ગુજરાન ચાલશે. તે પણ ન બની શકે તો તમારે ત્યાં વાસણ–કુંસણ માંજવાનું કામ કરવા રાખો, તો પણ મારા પાપનુ પ્રાયશ્ચિત થશે. સુધાએ કહ્યું—'છોકરીઓને હારમોનીયમ વગાડતા શીખવવાની નિશાળ ઉઘાડો ' પણ તારાએ કહ્યું ' એ નહી બને. જ્યારે પાપ છોડવા બેઠી છું તો વાજા—તબલા પણ સાથેજ છોડી દઇશ કારણ કે એનાથી તો મને ભુતકાળની પાપી જીંદગી યાદ આવે. '

સાચા દીલની વાત હ્રદયમાં તરત ઉતરે છે કીશોરી અને સુધા બન્ને પર અસર થઇ. તેમને ખાત્રી થઇ કે તારા સન્માર્ગે ચલવા આતુર છે. તેને મદદ કરવા બન્ને તૈયાર થયા.

મહતાબરાયે કીશોરીને આવતી જોઇ પાસુ બદલી પુછ્યું–બોલ. હું શું કરૂં ? હું એને મદદ કરવા દરેક રીતે તૈયાર છું.

કીશોરી પલંગની પાસે જમીન ઉપર બેઠી અને ધીમેથી બોલી. વેશ્યા છે.

મહતાબરાય પલંગમાં બેઠા થઇ ગયા એકદમ એક નજરે સાપ પડવાથી કોઇ ચમકી ઉઠે તેમ ચમક્યા મોઢા ઉપર ગભરાટ

દેખાતો કીશોરીના શબ્દે તેના શાંત હૃદયમાં ખળભળાટ મચાવી દીધો. જાણે કોઇ ગુન્હો થઇ ગયો હોય તેમ ચારે તરફ ભયભરેલી નજરે જોવા લાગ્યા.

કીશોરીએ પાછું કહ્યું-એ વેશ્યા છે પણ હવે કુકર્મ છોડવા માગે છે તેને કોઇ નોકરી અપાવો. કોઇ પાઠશાળામાં હોસ્પીટાલમાં, અથવા આશ્રમમાં ઓછામાં ઓછા પગારે ગુજરાન કરી લેશે પણ એ સુધરવા માંગે છે. પાપ ઉપર એને તિરસ્કાર આવ્યો છે. એ અભાગી છે. એને આશરો આપો.

'પણ એ વેશ્યા છે ને ?'

'રાત દીવસ ઉદાસ રહે છે એને ઠેકાણે પાડો. જીંદગી સુધી આશીર્વાદ આપતી રહેશે'

'ગુજરાન માટે પૈસા આપીએ તો ?'

કીશોરીએ સ્વાભાવિક કટાક્ષથી માથું હલાવી કહ્યું-નહીં તે પોતેજ કમાઇને જીવવા ઇચ્છે છે.'

મહતાબરાય ઉંડી ચીંતામાં ડુબી ગયા. જરાવાર પછી નિશ્વાસ છોડી કહ્યું—બહુ કઠણ કામ છે.

કીશોરીને એવી આશા નહોતી કે મહતાબરાય આમ ફીકરમાં પડી જશે. તે કાલાવાલા કરતાં બોલી—આ તમારે કરવુંજ પડશે. જ્યારથી તમારું ઓપરેશન થયું છે. ત્યારથી આખો દીવસ અહીં બેસી રહે છે. એનું શરીર પહેલાંથી અડધુ પણ રહ્યું નથી.

મહતાબરાયના દીલ પર બીજો ધક્કો પડ્યો—શું આખો દીવસ અહીં બેસી રહે છે !

'હા અને રડ્યા કરે છે'

'એમ ?'

'તેનું સ્વપ્ન જોવાનું નથી.'

'તારી રોજ આવે છે ? આ હોસ્પીટલમાં મારા આ ઓરડામાં ? નીશાની એ તું શું કહે છે !'

'હા રોજ આવે છે અને પોતાની ભૂતકાળની જીંદગી ઉપર પસ્તાવો કરે છે,'

મહતાબરાયે તકીયો વાંસા પાછળ મુકી જોરથી કહ્યું — 'લોકો શું કહેશે ! હું બદનામ થઇશ. તેને કહી દે કે અહીં ન આવે.'

(૫)

તારા બારણા પાસે ઉભી ઉભી આ વાત સાંભળતી હતી. મહતાબરાયના છેલ્લા શબ્દો સાંભળી તેને પોતાના પગ નીચેથી જમીન ખસી ગઇ હોય એવું લાગ્યું. આંખમાંથી આંસુ નીકળી ગાલ ઉપર વહેવા લાગ્યા. તે રડતી રડતી ઉઠી અને ગાડીમાં બેસી પોતાને ઘેર પાછી ગઇ. તેની આંખોમાં આ વખતે સંસારમાં અંધકાર ફેલાઇ રહ્યો હતો. તે પોતાના મનને દ્રઢ રાખી વિચાર કરતી હતી પણ તેને સન્માર્ગ જણાતો નહોતો. મને કોણ મદદ કરશે ? એ રસ્તે કોણ દોરશે ? એવા વિચારો એના સાહસને તોડી દેતા હતા. આ તેજ તારા હતી હા, તેજ તારા હતી કે જેણે પોતાના સૌંદર્યના શસ્ત્રથી સેંકડો નવયુવકોના દીલ લુંટી લીધા હતા. આજે તે તદ્દન લાચાર, સર્વથા નિરાશ્રિત હતી. તેને હવે પોતાના ઉપર જરાએ ભરુસો નહોતો. દુષ્ટતા જેટલી

સાંભળી અને નિર્ભય છે તેટલોજ સન્માર્ગ કઠણ અને ભયભરેલો છે. માણસ ખોટા માર્ગે જવા ઇચ્છે તો અનેક તેને મદદ કરવા નીકળી પડે પણ સારો બનવા માંગે તો તેને એક પણ મદદગાર નહીં મળે. સગ માણસ બદમાસ બને તો લોકો મુંગે મોઢે જોયા કરે પણ બદમાસ ભલો થવા ઇચ્છે તો લોકો તે સહન નહીં કરી શકે અને હાહાકાર મચાવી મુકે. વાહ દુનીયા !

તારા પોતાને ઘેર પહોંચી અને ચોધાર આંસુએ રડવા લાગી. કોઇ બળીક માર સહન ન કરી શકે પણ જાંસા સહન ન કરી શકવાથી તેને જેવી રીતે રડવું આવે તેવી રીતે તારા રડતી હતી. તેને રડી રહીને મહતાબરાય ઉપર ક્રોધ આવતો હતો. "હું ગમે તેવી ખરાબ છું છતાં તેના સાથે તો મેં ભલાઇ કરી છે કે' ની ? તેણે પોતે આમ બોલવું જોઇતું નહોતું. મેં તેનો જીવ બચાવ્યો ન હોત તો મરવામાં શું બાકી હતું ! અને અત્યારે મેં તેની પાસે પઇસા માગ્યા નથી ઘર માગ્યું નથી કે તેને નુકસાન થાય તેવી કોઇ ચીજ માંગી નથી. માત્ર સારી જીંદગી ગાળવામા તેની મદદ માંગી છે, તેમાં શું ખોટું કર્યું ! પણ તેને પોતાની બદનામીનો વિચાર છે, મારો વિચાર નથી. જાણે સમાજ તેનું પુરૂં કરતો હોય અને ઘરમાંથી બહાર કાઢી મુકવાનો હોય તેમ તે તેનાથી બ્હીએ છે. હોસ્પીટલમાં હું મારા સ્વાર્થને માટે જતી નહોતી પણ એમના હીત માટેજ ગઇ હતી. હવે કદી ત્યાં પગ મુકવાની નથી. હું બેશરમ છું પણ આત્મ સન્માન ગુમાવી બેઠી નથી "

એકાએક તેના વિચારો બદલાયા. "બીચારા ભલા માણસ

છે. ફરવા નીકળે તો લોકો હાથ જોડી ઉભા રહે છે. સરકાર પણ માન આપે છે હું ત્યાં જવાથી ખરેખર તેમની અપકીર્તિ થાય, લોકો જરૂર એમજ કહે કે ભાઇ અહશ્ય થઇને ફરતા હતા તે હવે પોલ ખુલી કાંઇ દાળમાં કાળુ હશે નહીં તો કારણ વગર વેશ્યા ખબર લેવા શેની આવે? મેં આ લોક અને પરલોક બન્ને બગાડયાં છે પણ દુનીઆ એમ કેમ કરે! ભલા બનવામાં આખી જીંદગી વહી જાય છે અને બદનામ થતા એક દહાડો પણ જોઇતો નથી. પરંતુ નીચા પડવું એ તો સહેલુંજ છે, એમાં કાંઇ મહેનત કરવી પડતી નથી. મનને જરા ઢીલું કર્યું કે થયું બાકીનું બધું આપો આપ થઈ જાય છે. તેણે પોતાની જાત સાચવી એમાં શું ખોટું કર્યું! મારી પણ અક્કલ બગી ગઈ છે કે તેના માટે ખોટો વિચાર મનમાં લવું છું.

લાલા ઘનશ્યામદાસ આવ્યા છે."

"કહી દો કે હાલ તબીયત સારી નથી."

નાયકા ચકીત થઈ ગઇ. પોતાના કાન ઉપર પણ તેને વિશ્વાસ આવ્યો નહીં. ઘનશ્યામદાસ બનારસના પ્રસિદ્ધ શ્રીમંત રાયસાહેબ કૃષ્ણદાસનો પુત્ર હતો. બહુજ સુંદર અને પઇસાદાર હતો તેનુ રૂપ જોઇ ભુખ મટી જતી હતી. જ્યાં સુધી રાયસાહેબ જીવતા હતા ત્યા સુધી તેની ઉપર દેખરેખ રહેતી હતી પણ તેના મત્યુ પછી તો ઘનશ્યામદાસને રોકો રોકનાર હતુંજ નહીં. સૌંદર્યના બજારમાં તે ફેરા મારવા લાગ્યો અને સુંદરતાના જવેરાતની શોધ થવા માંડી તેની આંખોમાં વાસના અને કાંતિમાં પાપ ભરેલાં હતાં. વેશ્યાઓમાં ખળભળાટ મચી ગયો. અને દરેક એજ વિચાર

કરતી કે કઇ ગીને આ કબુતર જાળમાં ફસાય, તારાએ પણ હાવ—ભાવ અને કટાક્ષની જાળ બીછાવી હતી. ઘનશ્યામદાસને આવવાનો વખત થાય ત્યારે ખાસ શણગાર સજી જરૂખામાં બેસતી અને ચાર આંખો મળતા હસીને આવકાર આપતી. આંખોમાં મોહી ગઈ હતી તે હંમેશ વિચાર કરતી કે—આ ધનાઢ્ય માણસ ક્યારે મારે ઘેર આવે!—આજ ચાલી ચલાવીને તે તેને ઘેર આવ્યો હતો.

પણ તારાને તેથી આનંદ થયો નહીં. બીજો વખત હોત તો તે આનંદથી ગાંડી બની જાત પણ હવે તેનું દીલ ફેરવાયું હતું. તેણે ધીમેથી શ્વાસ લઇ ચોકકસ પણે કહ્યું કે—કદી દો, હમણાં તબીયત ખરાબ છે.

નાયકાએ ધાર્યું કે કદાચ તારા ગાંડી થઈ ગઇ હશે તેણે તેને સમજાવવાની મહેનત કરી પણ તારાએ તેના નાક ઉપર આંગળી મુકી ચુપ રહેવા ઇશારત કરી અને ગુપચુપ રડવા લાગી.

બીજી તરફ કીશોરી અને સુધા વચ્ચે તકરાર થઈ રહી હતી—ગમે તેવી હોવ પણ સારા માર્ગે ચાલે તેમાં શું ખોટું છે!

ધા—જાણતા નથી કે તમારા ભાઇ દેશ દેશાંતર પ્રસીદ્ધ માણસ છે. અને અહીંના લોકો તો એમને દેવ સમજે છે તેઓ પછી શું કહે! તમારી એવી મરજી છે કે વેસ્યાને માટે બદનામ થાય અને પોતાની આબરૂ ગુમાવે! વળી એ વેસ્યાના મનમાં શું હશે તે પણ કોણ જાણી બેઠું છે! "સો ચુવા મારકે બીલ્લી હજકુ ચલી." આખી જીંદગી કોગલામાં કાઢી ને હવે સાધુનો શોખ થયો છે.

કીશોરી-આ કદાચ એના ઉપકારનો બદલો હશે!

સુધા-જોઇએ તો પઇસા માગે પણ કાંઇ ઇજ્જત-આબરૂ અપાય નહીં.

કીશોરી—તેને પઇસાની જરૂર ક્યાં છે? તે તો સારે રસ્તે ચાલવા માટે દેરનારની મદદ માગે છે પણ હવે જણાયું કે મહાત્મભાઇમા કાંઇ હીમ્મત જ નથી ફક્ત છાપા વાંચવાનું શીખ્યા છે.

આપણે બદનામીથી ડરીએ છીએ તેટલું ખોટું કામ કરતાં ડરતા નથી બદનામીની બીક ન હોય તો સંસારમાં પાપની સંખ્યા હજારો ગણી વધી જાય પણ જ્યાં ઘણા લોકોને બદનામાના ભયથી સારે રસ્તે ચાલવાની ફરજ પડે છે ત્યાંજ ઘણું ખરૂં લોકો બદનામીની બ્હીકથી ઘોર પાપો કરવા પણ તૈયાર થઇ જાય છે. મહતાબરાય મુર્ખ નહોતા તે જાણતા હતા કે તારાનું હૃદય સારા માર્ગ તરફ વળ્યું છે. તે એમ પણ ચહાતા હતા કે તારા સન્માર્ગમાં જીંદગી ગાળે પણ તેને માટે પોતે થોડો ભોગ આપી શકતા નહોતા. પોતાને માટે પાપ કરતા હતા પણ તારાના હીતને માટે ભલાઇ કરવી ભારે થઇ પડી. બીજે દિવસે બારણા આગળ પાછું તેમણે તારાનું નિરાશ મોઢું જોયું અને પાછું ફરીથી પોતાની બેનને કહ્યું-કીશોરી, લોકો શું વાત કરે. હું બદનામ થઇશ. એને કહે કે અહીં ન આવે.

૬

તારાને ખાત્રી થઇ કે આનાથી આપણો શુક્રવાર વળવાનો નથી. જેને હું પાણીનો ઝરો સમજતી હતી તે મૃગજળ છે.

એનાથી નસ શાંત થાય તેમ નથી. તારાને પાછું રડતું આવ્યું અને ગાડીમાં બેસી પોતાને ઘેર આવી. છતાં એના વિચાર બંધ થાયા નહીં. તે પોતાનો અધમ ધંધો છોડવાના નક્કી નિશ્ચય ઉપર આવી ગઇ હતી હવે તેને ગાવા-બજાવવાના કે હસવા-રમવાનો શોખ રહ્યો નહોતો. ઉમંગને બદલે વૈરાગ્ય અને નિરાશા છવાયાં હતા. આંખોમાંથી આંસુ ટપકયાજ કરતાં. તે ઘુઘરાં બાંધતી નહોતી કે વાળ હોળાતી નહોતી. સ્ત્રીનો ગર્વ રૂપ છે અને રૂપ શણગારવા વૃથા છે. તારાએ બધું એકી વખતે છોડયું. આમને આમ પંદર દીવસ વીત્યા.

સાંજનો વખત હતો. સૌંદર્યના બજારમાં દેહના વેચાણની શરૂઆત થઇ ચુકી હતી. જરૂખાઓમાંથી ફેંકાતા નયનતીરોથી કેટલા યે પામર પ્રાણીઓ ઘાયલ થઇ રહ્યા હતાં છતાં વચ્ચે શરમ નડતી હતી. સૌંદર્ય લાગલાગટ નયનબાણ મારી એ શરમને પણ શરમાવવાનો પ્રયત્ન કરી રહ્યું હતું. જ્યારે નયનબાણુથી સૌંદર્યની જીત થતી ત્યારે શરમનું માથું નીચું ઝુકી જતું અને તે પ્રેમ પ્રવાહમાં તણાઇ જતી.

દરેક ઘરમાં ભપકો હતો. દરેક ઝરૂખામાં પ્રકાશ હતો. પણ તારાના ઘરમાં જાણે કોઇ મરી ગયું હોય તેવી ઉદાસી છવાઇ હતી. એક વખત તેને ત્યાં સૌથી વધારે રંગ-રાગ ઉડતા હતા. તારા એ દીવસોને યાદ કરતી પોતાનાં ઓરડામાં બેઠી હતી અને નિઃશ્વાસ મુકતી હતી. પાપનું સ્મરણ પાપ કરતાં વધારે ભયંકર હોય છે. તેને પોતાના ઘરમાંયે બીક લાગતી હતી તેને એમ થતું કે જાણે આ ઘરની સંગમાંથી દૂર કોઇ ઠેકાણે નાસી જાઉં. પણ મોટો સવાલ એ હતો કે જવું ક્યાં? કોણે સારે

માણસ પોતાને ઉંબરે તેને ચઢવા દે તેમ નહોતું. અત્યાર સુધીમાં કોઈનું અપમાન કે ક્રોધ સહન કર્યા નથી તેથી હવે એવી જાતના અપમાન કેમ સહી શકાશે ? હરણુ જેમ સિંહને જોઈ છળી ઉઠે તેમ આ વિચારે તે છળી ઉઠતી. પાપ છોડવામાં જેટલી મુશ્કેલી છે તેટલી તે કરવામાં નથી. પાપ કરવા માટે બેશરમ થવું પડે છે પણ તે છોડવા માટે અચળ ધીરજની જરૂર પડે છે. માણસ બેશરમ ઝટ બની શકે છે પણ ધીરજવાળા બનવું સહેલું નથી

એકાએક કોઇના પગલાનો અવાજ સંભળાયો. તારાએ માથું ઉંચું કર્યું તો સામે ગુલનાર ઉભી હતી. એ પણ વેશ્યા હતી. જેમ રોગી માણસ કોઇ સંબંધી માણસ પાસે આવતાં રડી પડે છે તેજ મુજબ તેને જોઇને તારાની આંખોમાં પાણી ભરાયું. તારાનો વેશ અને તેના લુખા વાળ જોઇને ગુલનારના કલેજામાં તીર વાગ્યું હોય એમ લાગ્યું. સહેજ વાર ચુપ રહ્યા પછી તે બોલી—તારા આ કેવી સ્થિતી કરી નાખી છે ?

તારાએ નીચી નજરે કહ્યું–ઇશ્વર કરે ને મારી એવીજ સ્થિતી હંમેશ રહે.

" લુગડાં અને ઘરેણાં ક્યાં ગયાં ? "

" તે જોઇને દીલમાં આગ લાગે છે. "

"તારૂં શરીર અડધું થઇ ગયું છે. મોઢા ઉપર તેજ નથી"

" સ્ત્રીને માટે મોઢાની સુંદરતા એ સર્વસ્વ નથી. "

" આ વખત પાછો આવવાનો નથી પછી પસ્તાવો થશે." તારાએ વિચિત્ર નજરે ગુલનાર સામે જોઇ કહ્યું-મારૂં દીલ આ પાપમય જીંદગીથી દુઃખી થઇ ગયું છે "

"ત્યારે એમ કહેને કે હવે જોગણ બનવાનો વિચાર છે."

"જોગણ શા માટે ? સન્નારી બનવાની મરજી છે."

ગુલનાર જરા વિચારમાં પડી, અને પૂછયું—"પણ શા માટે ? કોઇ ભુલી ગયલા મનોહર દેખાવને યાદ કરતી હોય તેમ તારાએ આંખો બંધ કરી અને પછી કહ્યું—કારણ એટલુંજ કે મેં પતિવ્રતા સ્ત્રી, નિઃસ્વાર્થી બ્હેન, વાત્સલ્ય ભરી માતા અને પુણ્યાત્મા પતિની જીંદગી જોઇ છે.

ગુલનારે તારાનો હાથ પકડી કહ્યું—એવો કયો પુણ્યાત્મા પતિ છે કે જેણે તારી જીંદગી બદલી નાખી ! જરા તેનું નામ તો કહે ! મે પણ બનારસમાં જીંદગી કાઢી છે. કદાચ ઓળખતી પણ હોઉં !

તારા અચકાઇને બોલી—તેમનું નામ મહતાબરાય છે. બહુજ ગ્રહસ્થ માણસ છે.

ગુલનાર કેળના પાંદડાંની માફક જોસથી કાંપતા અવાજે બોલી—કોણ મહતાબરાય ? ગાડી નીચે આવી ગયા હતા તેજને, હાથ ઉપર ઘડીઆળ બાંધે છેને ?

"હા, તેજ."

"બહુ ખાનદાન માણસ છે ?"

"ગુલનાર, તમે એને ઓળખો છો ?"

ગુલનારે હસીને મોઢું ફેરવી લઇ કહ્યું—મારે તેના સાથે ઘણા વખતથી મહોબત છે.

તારાના કલેજામાં જાણે કોઇએ ભાલો માર્યો. આવેશથી

ઉભા થઇ તેણે કહ્યું-ગુલનાર ! મને થાપ ખવડાવતા નહીં

"આજે રાત્રે મારે ઘેર આવશે તો બધું નજરે બતાવીશ."

" પણ મને ભરોસો પડતો નથી. "

' તું તૈયાર રહેજે. આજે રાતરે ખાતરી થશે. ''

(૭)

રાત્રે બાર વાગે તારા ગુલનારને ઘેર ગઇ. આ વખતે તેનું મોઢું ઉદાસ હતું અને આંખો નિસ્તેજ હતી. તેણે મહતાબરાવના સવાલને પોતાનો કરી લીધો હતો. ગુલનારે તેને પાસે બેસાડી અને પાપના પાઠ ભણાવવા માંડયા પણ તારાનું ધ્યાન તે તરફ નહોતું. તેના કાન બારણા તરફ લાગી રહયા હતા અને તે રાહ જોતી હતી કે જ્યારેઃ—

એટલામાં બહાર ગાડીનો ખખડાટ સભળાયો અને દરવાજા પાસે અટકી હોય એમ લાગ્યું. ગુલનારે પોતાના ગળામાં ગલ હાર બનાવટ પહેરતાં તારાને કહ્યું—' પેલા પડદા પાછળ સંતાઇ જા; અને તારા શરીફ બદમાશના લક્ષણ જો—એમ કહીને તેણે તારાને પડદાની પાછળ ધકેલી દીધી.

પગલાંનો અવાજ સંભળાયો. તારાનો જીવ ગળા સુધી આવી પહોચ્યો. તે ઘુંટણીએ પડી આંખોમાં આંસુ લાવી બોલી-" ઇશ્વર કરે ને એ તે ન હોય નહીંતો મને હાલ જે શ્રદ્ધા ભલમનસાઇ અને મનુષ્યત્વ ઉપર છે તે રહેશે નહીં. "

પણ પરમાત્માએ તેની પ્રાર્થના સાંભળી નહીં, કોઇ પુરૂષ દરવાજાની અંદર આવ્યો અને એકટરની માફક ઝુકીને કહ્યું —' સરકાર—સલામ. '

તર! પસીનાથી રેબઝેબ થઇ ગઇ. એ તેજ હતો. ગુલનારે ગેહું ચઢ ી કહ્યું–જાવ શેઠ સાહેબ, આટલા દીવસ સુધી જરા મ ઢો પ ન કરાવ્યો જો તમારી બદનામીની ફીકર ન હોત તા ઓફીસ વખત હોસ્પીટલમાં તમારી ખબર લેવા આવતે.

મહતાબરાયે હાથ જોડી કહ્યું–હવે એવી ભુલ નહીં થાય, આટલી વખત માફ કરો–એમ કહેતાં કહેતાં તેણે ગુલનારના બને હાથ પોતાના હાથમાં પકડી લીધા અને આતુરતાથી પોતાની તરફ ખેંચી.

હ ા તારાથી રહેવાયું નહિં. એકદમ પડદો ખસેડીને તે બહાર નીકળી આવી.

મહતાબ રાય આશ્ચર્ય ચકિત થઈ ગયા. તે વારંવાર ગુલનાર અને તારા તરફ જોવા લાગ્યા અને આ ગોટાળાનો અર્થ સમજવાં મહેનત કરવા લાગ્યા. ગુલનારનું હસવું અટકતું નહોતું પણ તારાની આંખોમાંથી આગની ચીણગારીઓ ઉડતી હતી. તેણે આગળ આવી પોતાના બન્ને હાથ મહતાબરાયના ખભા ઉપર મુક્યા પોતાની આંખો તેની આંખો સાથે મેળવી કહ્યું—"લોક શું કહેશે? હું બદનામ થઇ જઇશ. તેને કહો કે અહીં ન આવે."

મહતાબરાય પર જાણે પહાડ તુટી પડ્યો. તારા જોતજોતામાં બહાર ચાલી ગઇ.

તે પાછી બદલાઇ ગઈ હતી.

× × × ×

પોતાને ઘેર જઈ તેણે કપડાં બદલ્યા, ઘરેણાં પહેર્યાં, વાળ હોળ્યા, મોંઢા ઉપર ફેસ ક્રીમ મસળ્યું અને આરસી સામે ઉભી

રહી પોતાનું રૂપ સૌંદર્ય જોવા લાગી.

હવે તે અસલનીજ તારા થઈ ગઇ હતી. સૌંદર્ય ગજાવની એજ જાણીતી તારા; સદાચાર અને સચ્ચરિત્રને લુંટનારી તરા અને સજ્જનાની શતરૂ તારા. પાછી હતી તેના તેજ બની ગઇ હતી. તેની આંખોમાં પાછા અસલ નીશો અને મોઢા ર ઝહેરી સૌંદર્ય પ્રગટ રહ્યા પોતાને આરસામાં જોઇ તે હસવા લાગી કે આટલા દીવસ મુર્ખ બની ગઇ હતી અને નાહક કમ ખુશી ગુમાવી આટલામાં નાયન અંદર આવી અને આ ફેરફાર જોઇ ચકાત થઇ ધીરેથી બોલી-પેલા લાલા ધનશ્યામદાસ આવ્યા છે

તારાના રૂવે વામાં આનંદની વીજળી દોડી ગઇ તેણે માથાના વાળ ઉપર હાથ ફેરવતાં કહ્યું-તેમને કહો કે ભલે પધાર્યા, હું હમણાં આવું છું.

તારા મોઢમા પાનની બીડી મુકી, પોતાના શરીરને નિર્લજ કટાક્ષથી હલાવતી અને હોઠ ઉપર વેશ્યાનું હાસ્ય ફરકાવતી ઓરડાની અંદર આવી. લાલા ધનશ્યામદાસ ત્યા તેના વાટ જોઇ રહયા હતા.

તે રાત્રે મહતાબરાયે સ્વપ્નામાં જોયું કે કોઇ દિવ્ય જ્યોતિ તેને કહેતી હતી કે—અરે પાપી મૂર્ખ મનુષ્ય ! તેં તારી સ્ત્રી બ્હેન અને માતાના પ્રેમને પગ તળે કચડયો છે, તેં પારકી સ્ત્રીના પાપ બુદ્ધી કરી છે તેં તને અને તારા અંતઃકરણને ઇશ્વરના નજરમાં નીચાં પાડયાં છે. તારા આચારને તેં નષ્ટ કર્યો છે. આ બધા પાપ છે. પણ એક પાપી આત્માને સન્માર્ગે જતાં અટકાવ્યે. અને તેને ફરીથી પાપનાં નર્ક કુંડમાં સડવાની ફરજ પાડી તે પાપ નથી પણ ઘોરપાપ છે અને તે કદી પાપ માફ થવાનું નથી સંપુર્ણ

(૩)

# શયતાનનું રાજ્ય.



(૧)

આ દુનીયાની આ વાત નથી કોઇ બીજીજ દુનીયાની છે. આજકાલની નહીં પણ જમાનાઓ પહેલાની વાત છે.

એ દુનીયામાં સ્ત્રી પુરૂષોના માત્ર વીસ પચીસ જોડા, આઠ દસ બાળકો અને થોડાજ પશુઓ હતાં પણ જમીન, અન્ન, જળ, સોનું ચાંદી અને લોખંડ ઘણાં હતાં. શાંતિ પણ ઘણી હતી. એક બીજી ચીજ પણ હતી તે શું? માત્ર એક શયતાન, શયતાનને નહોતી સ્ત્રી, છોકરાં, જમીન, ઘર, ખેતર, ચુલો, ઘંટી, અન્ન, વસ્ત્ર, મોહ, મમતા વિગેરે કાંઇજ તેની પાસે નહોતું. તેની

પાસે માત્ર એકજ ચીજ હતી અને તે ? લોભ! ફક્ત લોભ!

કોઇ વખત જ્યારે તે શયતાન કોઇ ઉંચા પહાડ ઉપર બેસી પોતાની લોભથી ઝગઝગતી આંખોથી સાગરની પેલે પાર નજર ફેંકતો તો તેને પેલાં વીસ—પચીસ સ્ત્રીપુરૂષોના જોડા આનંદથી ફરતા દેખાતા. તેમનાં છોકરાં-છૈયાં રમતા દેખાતા, ઢોર મોજથી ચરતા દેખાતાં અને ખેતરો અનાજથી ઉભરાતા દેખાતા. જ્યારે તેના કાનમાં વાદળની ગર્જના જેવો અનાજ દળવાની ઘંટીઓનો મધુર અવાજ સંભળાતા, જ્યારે તેની આંખોએ ઘરોમાંથી નીકળતો ધુમાડો દેખાતો અને જ્યારે તેના નાકમાં સ્વાદીષ્ટ ભોજનની વાસ આવતી ત્યારે તેના મનમાં લોભનું તોફાન થતું. તે મનમાંને મનમાંજ વિચાર કરતો કે —હું! આ મુર્ખ અને ઉલ્લુઓ પાસે આટલી સમૃદ્ધી! અને હું—આવો વિદ્વાન, આટલો પ્રતાપી અને આવો શક્તિશાળી હોવા છતાં પણ નાગો-ભુખ્યો!! આવો વિચાર કરતાં તેનાં મોઢાનાંથી એવો ગરમ શ્વાસ નીકળતો કે પહાડો ઉપરનાં ઝાડ બળી જતા. જ્યારે ગુસ્સાથી તે પોતાની પુંછડી ઝપટતો હતો ત્યારે ધરતી કંપી જતી.

છેવટે તેનાથી રહેવાયું નહીં. તેણે પેલાં કુટુંબોનું ધન છીનવી લેવાનો નિશ્ચય કર્યો.

(૨)

એ માયાવી શયતાનમાં બહુ જોર હતું. પેલા હિન્દુ દેશના કુટુંબોનું ધન લુંટવાની ઇચ્છા થતાંજ કુદકો મારી તે પેલા મહાસાગરને બીજે કિનારે પહોંચ્યો: તેની અને પેલા કુટુંબોની વચ્ચે એ મહાસાગર હતો. બીજે પાર જઇ હજારો માઇલ રસ્તો પસાર કરતો કરતો તે પેલી વસ્તીમાં આવી પહોંચ્યો. ચારે તરફ અનાજથી ઉભરાતાં લીલાછમ ખેતરો હતાં ફુલોમાંથી સુગંધ ઉઠી રહી હતી. ઝાડ ઉપરથી ફળો તુટીને નીચે પડતા હતા અને ગાયોના થાનમાંથી દુધ જમીન ઉપર વહી રહ્યું હતું. કેવો સમ્રધ્ધીશાળી એ દેશ !

પણ લોભી શયતાનની નજર એ ચીજો ઉપર ગઇ નહીં. તેની લાલચુ નજર તો સ્થળે સ્થળે મંદિરોમાં દેવમુર્તિયોની સામે મુકેલા સોના અને ચાંદીના ઢગલા ઓના ચળકાટ ઉપરજ ચોંટી ગઇ તેણે બધું છોડી દઇને ફક્ત આ ઢગલાજ ઉઠાવી જવાનો વિચાર કર્યો.

માયાવી શયતાન બહુ બળવાન હતો. અનેક જાતનાં સ્વરૂપ ધારણ કરવાની વિચિત્ર શકિત તેનામાં હતી પણ છતાં તે શિયાળ જેવો બીકણ હતો. ખાસ મરજી હોવા છતાં પણ ખુલ્લી રીતે એ સોનું—ચાંદી ઉઠાવી જવાની તેને હીમ્મત થઇ નહીં તેણે લાગ જોવા માંડયો.

નસીએ તેને મદદ કરી, ગામવાળાઓમાં કોઇ બાબતની તકરાર ઉઠી, તેઓ માંહોમાંહે લઢતા લઢતા બીજી તરફ ચાલ્યા ગયા અને તેમની સ્ત્રીઓ તેમને શાંત પાડવા અને જખમીઓની ચાકરી કરવા તેમની પાછળ ગઈ. બાળકો લડાઈનો તમાસો જોવા ચાલ્યા ગયા. ગામ સુનું થયેલું જોઇ શયતાન દાખલ થયો. બન્ને હાથે ચારે તરફનું ધન તેણે લુંટવા માંડયું. જોતજોતામાં તો તેણે સોના—ચાંદીનો પહાડ જેવો ઢગલો કરી દીધો.

પણ એ ઢગલાને લઇ જવો કઇ રીતે ? લોભી શયતાન પાસે ધોતીયું કે ખેસ કાંઇજ નહોતું. બાંધે પણ શેમાં ? છેવટે મહા મુશીબતે તેણે એ ઢગલો પોતાની પુંછડી સાથે બાંધ્યો અને ખેંચતો ખેંચતો નાઠો. વારંવાર તે પાછળ ફરીને જોતો હતો કે કોઇ ગામવાળો પાછળ તો પડયો નથી ?

( ૩ )

પોતે રહેતો હતો તે જંગલમાં પહોંચી શયતાને છુટકારાનો શ્વાસ લીધો. આટલી મહેનત તેને કદી કરવી પડી નહોતી. હજી સુધી બીકથી તેનું દીલ ધડકી રહયું હતું. ધીમે ધીમે શાંત થઇ તેણે પુંછડી સાથે બાંધેલો ધનનો પહાડ છોડયો અને પોતે જે ગુફામાં રહેતો હતો તેની આગળ ઢગલો કર્યો. સોના અને ચાંદીના પીળા

તથા સફેદ કોરણો જોઇ તેનું મન નાચી ઉઠયું.

કેટલાયે દીવસો અને રાતો સુધી તે ત્યાંથી ઉઠયો નહીં. બસ બેઠા બેઠા તેણે તે અપાર ધનને જોયા કર્યું. પણ ધીમે ધીમે તેનું મન ફર્યું કારણ કે એ સોના ચાંદીથી તેનું પેટ ભરાતું નહોતું કે તેનાથી ટાઢ પણ ઉડતી નહોતી. તે તેને ખાઇ શકતો નહોતો કે પહેરી શકતો નહોતો. પેટની જવાળા શાંત કરવા તે ત્યાંથી ઉઠયો. રખડતો-રઝળતો ઝાડના પાંતરાં તથા ડાળીઓ ખાતો તે પાછો પહાડના મથાળે પહોંચ્યો.

પહાડના એ ઉંચા ભાગ ઉપરથી તેણે ફરી પેલા ગામ તરફ નજર ફેંકી. તેને ખાત્રી હતી કે આ પ્રમાણે અચાનક પૈસા લુંટાઇ જવાથી પેલા કુટુંબો દુખી થયા હશે પણ તેને જોઇને આશ્ચર્ય થયું કે ગામવાળાઓ પહેલાં કરતાં વધારે સુખી હતા. દેવમંદિરોમાં પાછાં પહેલાંના કરતાં મોટા સોના-ચાંદીના ઢગલા પડયા હતા.

લોભની જગા પર તેને બળતરા થઇ. હં ! હું ભુખ્યો અને નાગો અને તે ઉલ્લુ ગામડીઆ આટલા શ્રીમંત કેમ! શયતાન ક્રોધથી ધુંધવાવા લાગ્યો. વીચારવા લાગ્યો કે એમને ગરીબ કરૂં ને સુખને બદલે દુઃખમાં નાખું.

છેવટે તેણે ઝાડના ડાળ-પાંતરાંની એક હોડી બનાવી અને તેમાં બેસી સાગરને બીજે પાર ગામની

પાસેના કીનારે પહોંચ્યો. સમુદ્રના કીનારા પરથી બહુ રંગબેરંગી છીપા પત્થરો વીગેરે તેણે ઉઠાવી લી. તેનું મન જેવું કાળું હતું તેવોજ તે શરીરે કાળો હતા પણ પોતાની માયાથી તેણે પોતાના શરીરને સફેદ દુધ જેવું બનાવ્યું. પોતાની પુછડી પણ ખુબીથી તેણે સંતાડી દીધી. આ બનાવટી વેશમાં શયતાને તે છીપ વિગેરે લઇ જઇ ગામના પાદરે ઢગલો કર્યો.

એક સુંદર બાળક રમતો રમતો ત્યાં આવી પહોંચ્યો. શયતાને તેને બચ્ચીઓ કરી બહુ પ્યાર બતાવ્યો અને તેના હાથમાં એક મોટો કોડો આપ્યા. નિર્દોષ બાળક તે રંગબેરંગી કોડો લઇ બહુ ખુશ થયો, દોડતા જઇ તેણે તેના નાનકડા ભાઇબંધોને એ કોડો બતાવ્યો.

જોતજોતામાં કેટલાયે બાળકો તે વિચિત્ર ચીજો લેવા શયતાન પાસે આવી પહોંચ્યા. શયતાને જાતજાતની છીપ, કોડા, પત્થર વીગેરે બતાવ્યા પણ જ્યારે કોઇ છોકરો તે લેવા હાથ લાંબો કરતો ત્યારે તે કહેતો કે— પહેલાં એક ટોપલી ભરેલી પીળી પીળી ચીજ લઇ આવો તો એક કોડો મળશે.

છેવટે એક બાળકથી રહેવાયું નહીં. તે જઇને એક ટોપલી સોનું ભરી લાવ્યો. શયતાને તેના હાથમાં

ઈન્દ્ર ધનુષ્ય જેવા મનોહર રંગોવાળી ચળકતી મોટી છીપ આપી. બસ હવે પુછવુંજ શું ? જોતજોતામાં બધા છોકરા દોડયા અને ટોપલે ટોપલા સોના—ચાંદી લાવી ત્યાં ન ખવા લાગ્યા. શયતાન પણ તે બધાને કોડા, છીપ, પત્થર વીગેરે આપી ખુશ કરવા લાગ્યો. આ વિચિત્ર ચીજોની લાલચમાં કેટલાક ગામડીઆ પણ પડ્યા અને જોતજોતામાં ગામના બધા સોના ચાંદીનો શયતાનના પગ પાસે ઢગલો થઈ ગયો. જ્યારે ગામનું બધું ધન તેની પાસે આવી ગયું ત્યારે પોતાની કોઠીમાં ભરી સાગરને પેલે પાર તે પોતાના દેશમાં ચાલ્યો ગયો.

( ૪ )

ગામનું તમામ ધન તો વિદેશી શયતાન લઈ ગયો અને તેના બદલામાં શું આપી ગયો ? પત્થર, છીપ, કોડા વિગેરે. ગામડીઆઓ એ ચીજો મળવાથી આનંદમાં ફુલી ગયા. તેઓ લોભી નહોતા અને લુચ્ચા પણ નહોતા. તેમને શયતાને આપેલી ચીજો પણ સોના-ચાંદી જેટલીજ કીમતી લાગી. એ ચીજો તેમણે પોતાના દેવમંદિરોના શણગારમાં વાપરી. તેમને જરા પણ ખ્યાલ નહોતો કે લોભી શયતાન તેમનું તમામ ધન ઉઠાવી ગયો છે.

કેટલાક દીવસ સુધી શયતાન પોતાની ગુફામાંજ

સંતાઇ રહયો. તેને બીક હતી કે ગામવાળાઓ પોતાનું ધન લુંટાયલું જોઈ કદાચ તેને મારવા આવે.

કેટલાક દીવસ વીત્યા છતાં કાંઈ ન બન્યું ત્યારે તે ધીમેધીમે ગુફામાંથી બહાર નીકળ્યો. ચારે તરફ બહુ સાવચેતાથી જોયું અને જ્યારે બીકનું કાંઇ કારણ ન જણાયું ત્યારે આનંદથી પુંછડી અફાળતો અફાળતો નાચવા લાગ્યો.

કેટલાક વખત પછી તેને વિચાર થયો કે પેલા ગામવાળાની શું સ્થિતી છે તે જોવું જોઇએ ! પોતાનું ધન લુંટાઇ જવાથી તેઓ કેટલા દુઃખી થયા છે, તે જોવા માટે કુદકો મારી તે પહાડ ઉપર ચઢયો અને ત્યાંથી પોતાની બીલાડી જેવી આંખો ઉપર હાથની આડ કરી જોવા લાગ્યો. તેણે ત્યાં જે જોયું તેથી તેના આશ્ચર્ય અને દુઃખની સીમા રહી નહીં. તેણે ગામડીઆઓને પોની છોપ, કોડા અને પત્થરોથી પોતાની મુર્તિઓ અને દેવ મંદિરો શણગારી આનંદથી ગાતાં અને નાચતાં જોયાં એમ લાગતું હતું કે તેમને કોઇ જાતનું નુકશાન થયું જ નહોતું. ઉલટા તેઓ પહેલાંના કરતાં પણ વધારે સુખી જણાતા હતા.

શયતાને આ બધું જોઈ ગુસ્સાથી પુંછડી અફાળી અને ભયંકર ચીસ પાડી. ગ્રામડીઆઓનું તમામ ધન

સુંટવા છતાં તેને સંતોષ થયો નહીં, તેણે તેમને હજી વધારે દુ:ખ દેવાનું નક્કી કર્યું.

ઘણી વાર સુધી ત્યાં બેઠા બેઠા તેણે વિચાર કર્યાં કર્યો કે હવે શું કરવું ? છેવટે તેણે એ તત્વ શોધી કાઢ્યું કે ગામડીઆઓ સુખી હોવાનું ખાસ કારણ એ છે કે તેમને ખાવાને માટે મોટા પ્રમાણમાં અનાજ અને પહેરવાને માટે પુરતાં પ્રમાણમાં વસ્ત્રો મળી રહે છે. જ્યાં સુધી આ બન્ને ચીજો તેમની પાસે હશે ત્યાં સુધી તેમને કાંઈ દુ:ખ લાગવાનું નથી. આ ચીજો કઈ રીતે છીનવી લેવી તેનો વિચાર કરવા લાગ્યો. તે ગામડીઆ ઓના ખેતરની માટી ઉપાડી લવાય તેમ નહોતું કે અનાજ નો પાક ઉગતો અટકાવી શકાય તેમ નહોતું. ત્યારે હવે કરવું શું ?

તેણે એક રસ્તો શોધ્યો. પોતાની શયતાન [illegible] પ્રતાપથી તેણે એક વિચિત્ર પ્રકારનું કપડું બના[illegible] જોવામાં તે સુંદર સુંવાળું, બારીક, મજબુત અને હલકું હતું પણ ખરું જોતાં તે માત્ર માયાજાળ હતી તેનાથી શરીર ઢાંકી શકાતું નહોતું કે ટાઢથી બચી શકાતું નહોતું તેનાથી લાજ ઢંકાયજ શેની ? દેખાવમાં તે કપડું હતું અને પહેરનારને પણ તે કપડુંજ જણાતું પણ ખરું જોતાં પહેરનારની બુદ્ધી ઉપર પડદો પડી જતો અને તે નાગોજ દેખાતો હતો.

આ અદ્ભુત કપડાંને લઇ માયાવી શયતાન પાછો પેલા ગામમાં ગયો અને પાછું સુંદર રૂપ ધારણ કરી પહેલાં બેઠો હતો ત્યાંજ બેઠો. ધીમે ધીમે ગામનાં છોકરા એકઠા થવા લાગ્યા. બધાને ખાત્રી થઇ હતી કે ગઇ વખતની માફકજ આ વખતે પણ તે કોઇ અમુલ્ય—અદ્ભુત ચીજ લાવ્યો હશે. પણ શયતાન તો કોઇની સાથે બોલાવવા છતાં બોલતોજ નહોતો. તે ચુપચુપ બેઠો બેઠો ધુળમાંથી દોરી વણ્યા કરતો હતો. નવાઇની વાત તો એ હતી કે જે ધુળ બીજાના હાથમાંથી વેરાઇ જતી હતી તે તેના હાથમાંથી દોરી બની જતી. છોકરાં આશ્ચર્યથી એ તમાશો જોઇ રહ્યા. ધીમે ધીમે એક પછી એક ગામના મોટા માણસો પણ એકઠા થવા લાગ્યા. તેમના આશ્ચર્યની અવધી થઇ ગઇ. એક પછી એક સ્ત્રીઓ પણ આવવા લાગી અને ધીમે ધીમે આખું ગામ તેની સાથે એકઠું થઈ ગયું.

લુચ્ચા શયતાને જ્યારે જોયું કે આખું ગામ તેની આજુબાજુ વીંટળાઇ વળ્યું છે ત્યારે તેણે આંખો ઉંચી કરી ચારે તરફ જોયું અને પછી મધુર હાસ્ય કરી બોલ્યો—"ભાઇઓ! મને તમારી દશા જોઇ ઘણું દયા આવે છે. તમારી ચારે તરફ જોઇએ તેટલી ધુળ પડી છે. જો તમે થોડીજ મહેનત કરો તો એ ધુળમાંથી આવી સુંદર દોરી બનાવી શકશો. અને તેમાંથી ઉત્તમ કાપડ

તૈયાર થઇ શકશે પણ તમે નકામા કામોમાં રોકાઇ તમારો અમુલ્ય વખત બરબાદ કરો છો એ જોઈને મારા દુ:ખની હદ રહેતી નથી."

ગામડીઆઓએ અજાયબીથી શયતાનની વાત સાંભળી. કેટલાક લોકોએ શયતાને વણેલી દોરી તપાસવા માંડી. તે દોરી સુંદર, ચીકણી અને રંગબેરંગી હતી પણ તે મજબુત નહોતી એટલે તેનાથી કાંઇ બાંધી શકાય તેમ નહોતું. ચળકાટ અને સુંવાળાપણું એટલું હતું કે તે જોઇને મન આકર્ષાતું. છેવટે એક જણે પુછયું આ દોરી કેવી રીતે વણી શકાય ?

શયતાન મનમાં હસ્યો. તેના મંત્રની અસર થઇ ચુકી હતી. તેણે કહ્યું-એમાં કાંઇ મુશ્કેલી નથી. મારી પાસે આ કપડું છે તે પહેરવાથી કોઇ પણ આવી દોરી વણી શકે છે. એમાં કાંઇ મહેનત નથી. તમારામાંથી જેની મરજી થાય તે કપડુ લો અને દોરી વણી જુઓ. જુઓ કેવું સુંદર કપડું છે ?

કેટલાક માણસોએ હાથ લાંબા કરી પેલી માયાવી જાળના કપડાને જોયું, તે ચીકાસદાર, સુંવાળુ, હલકું અને સુંદર હતું. ખોડ માત્ર એટલી હતી કે તેનાથી શરીર ઢાંકી શકાતું નહોતું. પણ એ ખોડ દેખાતી નહોતી. શયતાની માયાનું એ કપડુ હતું અને હમણાં

શયતાનની માયાનીજ બધા ઉપર અસર થઇ હતી. બધા એ કપડાનો એકકેક ટુકડો માગવા લાગ્યા. શયતાને કહ્યું—આ કપડું બહુ મહેનતથી તૈયાર થયું છે તે મફત નહીં મળી શકે એક ગુણ અનાજ આપવાથી એક ગજ કપડુ મળશે. જેને જેટલા ગજ જોઈએ તેટલી ગુણ લઇ આવો.

મરજી તો ઘણી થઇ હતી પણ કીંમત સાંભળી બધા ગભરાયા. એક ગજ કપડાને માટે એક ગુણ અનાજ? કેટલી બધી મહેનતથી ટાઢ, તડકો અને વરસાદ સહન કરી અનાજ પેદા કરાય છે. આવી નજીવી બાબતમાં તે કોણ વેડફી નાખે!

શયતાને જોયું કે ચાલાકી ફાવે તેમ નથી તેણે તરતજ રંગ બદલ્યો અને કહ્યું—ભાઇઓ તમે સમજતા નથી. તમારે પહેરવાને કપડુ બનાવો ત્યારે તમારે રૂ ખરીદવું, સાફ કરવું, કાંતવું, વણવું વિગેરે કેટલી મહેનત કરવી પડે છે અને છતાં કપડુ કદરૂપું અને જાડું બને છે. આ કપડાને જુઓ. કેવું સુંવાળું અને સુંદર છે. તમારી બધી મહેનત પણ બચી જાય છે. કપડું નહીં લેશો તો તમારે અનાજ નહીં પેદા કરવું પડે? આમે ને આમે તમારે અનાજ તો ઉગાડવુંજ પડે છે ને? ક્યાં ખાસ કપડાને માટેજ મહેનત કરવાના છો? તમને કપડું બનાવવાની મહેનત બચશે અને મને અનાજ

પેદા કરવાની મહેનત બચશે. બધું એજ સરખુંજ છે વળી તમને તો હાયમને માટે ધુળની દોરી વણવાનો લાભ પણ મળશે. માટે વિચાર ન કરતાં કપડું લઇ લ્યો અને મહેનતથી બચો.

પાપી શયતાનની મીઠી વાતોની અસર થઇ. એક પછી એક તે ભોળા ગામડીઆઓએ પોતાની ખરી મહેનતનું અનાજ આપી માયા જાળ ખરીદવી શરૂ કરી, જે એ કપડું લઇ પહેરતું તેને તો એમજ લાગતું કે કપડાથી બરાબર શરીર ઢંકાયું છે પણ બીજાની નજરે તે નાગોજ દેખાતો હતો છતાં તેના હાથથી ધુળની દોરી વણાતી હતી. બસ માત્ર આ લોભમાં પડી બધાએ પોત પોતાનું અનાજ આપી શયતાનનું કપડું લેવું શરૂ કર્યું જોતજોતામાં ગામના અનાજનો મોટો ભાગ શયતાનની પાસે આવી ગયો. મતલબ સીધ્ધ થઇ એટલે શયતાન ત્યાંથી પસાર થયો.

(૫)

ધન પહેલાથીજ ગયું હતું અને હવે અન્ન પણ ઘટ્યું ગયું છતાં ગામ વાળાઓને વધારે દુ:ખ થયું નહીં કારણ કે જમીન ઘણી ફળદરૂપ હતી. તેમાંથી જોઇએ તેટલું અન્ન પાકયા કરતું હતું અને સોનુ પણ નીકળ્યા કરતું થોડા વખતમાં ગામડીઆઓએ પોતાની ગયેલી ખોટ પુરી

કરી લીધી. તે એટલા સંતોષી અને ભોળા હતા કે તેમ ને સુખ અને દુઃખની સમજણુજ નહોતી. દરેક જણ પોતાની હાલતમાં સુખીજ હતો.

પાપી શયતાન એ કેમ જોઈ શકે? જે ધન અને અન્ન છીનવી લઈ તે ગામડીઆઓને દુઃખી કરવા ઇચ્છતો હતો તે તેને મોટા પ્રમાણમાં મળ્યા છતાં ગામવાળાઓની પાસે તે ઓછા થયા નહી શયતાનનું બીહામણું શરીર ગુસ્સાથી લાલ પીળું થઈ ગયું. તેણે વિચાર કર્યો કે—જ્યાંસુધી એ લોકોની જમીન ઉપર કબજો કરીને તથા એમના શરીર ઉપર અખ્તીઆર નહીં મેળવું ત્યાં સુધી એ દુષ્ટ લોકો સીધા થાય તેમ નથી. તેણે એમ કરવાનો ચોકકસ નિશ્ચય કર્યો.

એક વખત બહુ રળીઆમણા વખતે ગામડીઆઓએ પાછો શયતાનને પોતાના ગામમાં જોયો આ વખતે તેની પાસે સુંદર કારીગીરીવાળી ઘણી નાજુક અને હલકી પણ લોઢાની મજબુત સાંકળ હતી. એ સાંકળને સ્હેજ હલાવવાથી મધુર રણકાર થતો હતો. ગામડીઆઓ એ સાંકળ જોઈ ઘણાજ ખુશ થયા અને દરેક જણની ઇચ્છા એ સાંકળ મેળવવાની થઇ પણ શયતાન એમ સહેજમાં તે સાંકળ આપી દે એવો ક્યાં હતો? તેણે કહયું—તમે બધા માંહોમાંહે લડો. જે સૌથી મજબુત હશે અને જીતશે તેના ગળામાં હું આ

સાંકળ ઈનામ તરીકે પહેરાવી દઇશ.

સાંકળ પહેરવા બધાજ તૈયાર હતા પણ તેને માટે માંહે માંહે લઢવા કોઇ તૈયાર નહોતું. છેવટે શયતાને પોતાની માયાના જોરથી એક મોટો પત્થર એક માણસ ના માથા ઉપર પાડયો તે સમજ્યો કે બાજુ ઉપર બેઠેલાએ એ પત્થર માર્યો છે તેથી તે તેના ઉપર તુટી પડયો- બસ હવે પુછવાનુંજ શું ? બધા જોતજોતામાં પેલા બે લઢનારાઓ તરફથી ઉતરી પડયા શયતાનની ઇચ્છા પુરી થઇ.

ઘણું વાર સુધી એ માંહોમાંહેની લઢાઇ ચાલી રહી. એક પછી એક ગામડીઆઓ જખમી થઇ નીચે પડયા. માત્ર એક વીર બચ્યો. તેને પણ માર તો એટલો પડયો હતો કે જમીન ઉપરથી તે ઉઠી શકતો નહોતો. શયતાને તેના ગળામાં પેલી પરાધીનતાની સાંકળ પહેરાવી અને કહ્યું—સાબાશ, ઘણા બહાદુર છો. તમે આ સાંકળ હંમેશ ગળામાં પહેરી રાખજો. હું તમારી બહાદુરી ઉપર ખુશ થઇ આ સાંકળ અને ગ, ધે, ડો એવો ત્રણ અમુલ્ય અક્ષરનો ખીતાબ આપું છું. તે ભોળા ગામડી આએ બહુજ આભાર સાથે શયતાનની ભેટ સ્વીકારી. અને તેજ દીવસથી તે શયતાનનો ભકત અને સેવક થયો.

શયતાને પોતાની માયાથી તેના ઘા સારા કર્યા

અને તેની મદદથી આખા ગામ ઉપર રાજ્ય કરવાનું શરૂ કર્યું. નવા નવા હુકમો અને કાયદા કાઢી તેણે એ ગામને પોતાના તાબામાં મજબુત રીતે જકડી લીધું. ધીમે ધીમે ગામડીઆઓમાંથીજ તેને મદદ કરનારા પણ મળી આવ્યા. કુહાડીમાં હાથા ભળ્યા એટલે પુછવુંજ શું? જે જે તેની સત્તા સ્વીકારે તેના ગળામાં તે પેલી સાંકળના જેવીજ પરાધીનતાની સાંકળ નાખતો અને મુ. ર, ખ, ! એ, વ, કુ, કૃ, તથા દે, શ, દ્રો, હી વિગેરે અણુમુલા ખેતાબોની નવા જેશ કરતો. ખેતાબો મેળવીને તેઓ ખુબ ખુશ થઇ જતા.

શયતાન માત્ર એ ગામનો રાજા બનીને બેસી રહ્યો નહીં પણ તેણે ત્યાં વેપાર પણ શરૂ કર્યો. તેણે એક મોટી દુકાન ખોલી જેમાં દરેક ચીજ હંમેશ તઇયાર રહેતી. જેને જે ચીજ જોઇએ તે સોનું અથવા અનાજ આપીને લઇ આવતો. મુરખ ગામડીઆઓ એમજ સમજતા હતા કે ચાલો આપણે આ ચીજો બનાવવાની મહેનત બચી પણ ખરૂં જોતાં તેમનું ધન દુર આવેલી શયતાનની પેલી ગુફામાં પહોંચી જતું હતું અને તેઓ દીવસે દીવસે કંગાલ થતા જતા હતા. શયતાન સમજતો કે—ઠીક ઉલ્લુઓ હાથે ચડ્યા છે નહીં તો ક્યાં પુંછડું હલાવતા નાગાં અને ભૂખ્યા રખડવાની દશા અને ક્યાં આ રાજ્ય વૈભવ!

કેટલા વખત સુધી આમને આમ ચાલ્યા કર્યું. ધીમે ધીમે ગામડીઆઓનું બધું સુખ જતું રહ્યું. તેમનો પૈસો ક્યાં નાશ પામતો હતો તેની પણ તેમને ખબર પડતી નહોતી, જાત જાતના રોગ તેમને હેરાન કરવા લાગ્યા, દુકાળ, બાળમરણ વિગેરે તેમના હંમેશના સાથી થઇ પડયા. અન્ન, વસ્ત્ર અને પૈસાથી તેમને પાયમાલ કરી શયતાને પોતાની ઇચ્છા પુરી કરી

( ૬ )

જેમ જેમ વખત જવા લાગ્યો તેમ તેમ ગામ વાળાઓની સ્થીતી વધારે ને વધારે બગડતી ગઇ. તીડ નું ટોળુ જેમ ખેતરનો નાશ કરે તેમ શયતાનના થોડા વખતના અમલમાંજ કુન્દની લક્ષ્મીનો નાશ થઇ ગયો. હવે ત્યાં આગળના વીર પુરૂષો, હસમુખા બાળકો અને મધુરભાષિણી સ્ત્રીઓ નહોતી રહી પણ ચામડાથી મઢેલા હાડપીંજરો સ્થળે સ્થળે ફરતા દેખાતા હતા. પેલાં અના જથી ઉભરાતાં ખેતરો, ફુલોથી લચી રહેલા છોડવા, દુધ થી નવડાવનારી ગાયો અને કાનમાં અમૃત વરસાવનારા પક્ષીઓ સ્વપ્નાની માફક અલોપ થઇ ગયા હતા.

શયતાનની ઇચ્છા પુરી થઇ. તેના લોભ અને વેર ની તૃપ્તિ થઇ. કુન્દમાં રહેનારાઓને સુખી, સંપત્તિશાળી શાંન્ત અને સંતોષી જોઇ તે અંતરમાં બળી ગયો હતો. હવે તેની બધી ઇચ્છાઓ પુરી થઇ ગામમાં ચારે તરફ

દુઃખ છવાઈ રહ્યું હતું અને નીરાશા દરેક ચ્હેરા ઉપરથી ટપકતી હતી.

એક દિવસ પોતાનાં પેલા ઉંચા પહાડ ઉપર બેસી શયતાન હુન્દ તરફ જોવા લાગ્યો. હુન્દમાં લક્ષ્મી, સંતોષ અને શાંતી જણાતાં નહોતાં. શયતાનના પંજામાં તે સર્વ સપડાઇ ગયા હતા. ગરીબ દુઃખી અને ભૂખે મરતા ગામડીઆઓને જોઇ શયતાનને પરમ સંતોષ થયો ને આનંદથી નાચવા-કુદવા લાગ્યો.

પણ જ્યારે તેના આનંદનો ઉભરો શાંત થયો ત્યારે તેણે ફરીથી ગામ તરફ જોયું. તેને એક નવીજ ચીજ દેખાઇ. કેટલાક દુબળા પાતળા છોકરાઓ એક બાજુ એકઠા થઈ કાંઇ વાતો કરી રહયા હતા. શયતાનની નજર સામે છોકરાઓની સંખ્યા વધવા લાગી. ધીમે ધીમે ગામના બધાજ છોકરાઓ ત્યાં એકઠા થઇ ગયા. તે જોઈ શયતાનનું માથું ફર્યું અને કાન ઉંચા થયા. કાને હાથ દઇ તે લોકો શું વાતો કરતા હતા તે તેણે સાંભળવા માંડી. તે તુરતજ સમજ્યો કે તેઓ પોતાની હાલત ઉપર અસંતોષ પ્રગટ કરી રહયા હતા. "અંહુ એ લોક કરીજ શું શકવાના હતા? એમનામાં દમજ ક્યાં છે?" એમ બોલી તે પોતાને કામે લાગ્યો. પણ મામલો વીફરતો જતો હતો. હુંદમાં અસંતોષનું જે

બી રેપાયું હતું તેમાં શયતાનના રાક્ષસી કામોથી પાણી સીંચાઇ રહ્યું હતું. કેટલાક સ્વતંત્ર વિચારના જુવાનોના દીલમાં પોતાના વ્હાલા હુન્દની ભૂંડી હાલત ઉપર સંતાપ ઉપજ્યો હતો અને તેઓ અત્યાર સુધી જે મોહ–માયા માં પડયા હતા તે પડદો ખસવા લાગ્યો હતો. આનું શું કારણ હશે તે તો કહી શકાતુ નથી પણ કાર્યમાં તે દેખાવા લાગ્યું. પોતાના ઘરના પરડાઓ પાસેથી તે યુવકોએ હુન્દની પ્રાચીન જાંહોજલાલી અને ગૌરવની વીગત સાંભળી હતી અને હાલની દરીદ્ર સ્થીતી તેઓ નજરે જોઇ રહ્યા હતા. તેમની જુવાન નસોમાં લોહી દોડવા લાગ્યું. તેમણે ઠામ ઠામ વખતો વખત એકઠા થઇ પોતાના દુઃખોને દુર કરવાના ઉપાય શોધવા માંડયો તેમનું પ્રાચીન સુખ કઇ રીતે અને શાથી જતું રહયું તેનો વિચાર કરતાં ઘણીક બાબતો તેમના ધ્યાનમાં આવી ગઈ. પોતાના દેશને પાછો સમૃદ્ધીશાળી બનાવવા ને માટે જાત જાતના ઉપાય તેમને સુઝવા લાગ્યા.

અજાયબીની વાત તો એ હતી કે તેમનાજ ગામ-વાળાઓ મારફત શયતાનને તેમના વિચારો અને મસલતની ખબર મળતી હતી. જરા કાંઇ બને કે તુરતજ પરાધીન-તાની સાંકળવાળા અને સ, ઘે, ડા ના ખેતાબવાળા શયતાનના ભકતો તેની પાસે બધી વીગત પહોંચાડતા. બધું જાણ્યા છતાં પણ શયતાને કાંઇ પગલાં ભર્યાં નહીં

કારણુ તે જાણુતો હતો કે એ બધી મોઢાની લવારી હતી. અને ગામડીઆઓમાં સામે થવા જેટલું જોર રહ્યુંજ નહોતું. તેણે માત્ર હુથીઆરબંધીનો કાયદો બનાવ્યો અને કહ્યું કે—હવે નીરાંતે બકવા દો. એ લુખા ભાષણો ઝાડવાથી શું થવાનું છે?

છતાં શયતાને એક કામ કર્યું. જે યુવકોને તેણે અસંતોષ દર્શાવતા જોયા તેમના વડીલોને તેણે છુટથી ખીતાબો વહેંચ્યા. મહામાન્ય મહારાજા શયતાનધિરાજની પોતાના તરફ આવી અમુલ્ય કૃપા જોઈ તે બધાઓએ પોતાના છોકરાઓને અસંતોષ પ્રગટ કરતા અટકાવ્યા. તેમને એવો અસંતોષ દર્શાવવાનું કારણુજ શું હતું? શયતાનની એક મોટી કચેરી હતી. જેના ઉપર તેની ખાસ મહેરબાની થાય તેને તેમાં નોકરી આપી દેતો હતો. કામ માત્ર ધોળા કાગળોને કાળા કરવાનું હતું છતાં પગારો મોટા મળતા હતા. તેથી દરેક ગામડીઓ તે તરફ આતુર નજરે જોઈ રહેતો. શયતાને કેટલાક યુવકોને એ કચેરીમાં નોકરી રાખી લીધા. જે પ્રમાણે રાખથી અગ્નિ ઢંકાઇ જાય છે તે પ્રમાણે શયતાનની કુટિલ નીતિથી અસંતોષ તુરતને માટે દબાઇ ગયો છતાં ઇશ્વરની અવકૃપા જેવા દુઃખ અને દરિદ્રતા વધતા ગયા અને તેથી ગામડીઆઓના મન શાન્ત રહયા નહીં. રહી રહીને છુપો અસંતોષ આગની માફક સળગી ઉઠતો.

અચાનક એક નવી આફતે એ આગમાં વધારો કર્યો. શયતાન રહેતો હતો તે પહાડની પૂર્વ દિશાએ મોટું ઘોર જંગલ હતું. એ જંગલ એવું ગાઢ અને હીંસક પશુઓથી ભરપુર હતુ. કે શયતાને પોતે પણ કદી તેમાં જવાની હીંમત કરી નહોતી. હજારો ફાડી ખાનારા જનાવરો તેમાં બેધડક ફરતા હતા. એક દીવસ બપોરે પહાડના મથાળે તડકામાં બેઠા બેઠા શયતાનના મનમાં એ ખ્યાલ આવ્યો કે આ ઘોર જંગલને કાપીને મેદાન બનાવી દેવું જોઈએ જેથી ત્યાં બકરા અને મરઘા પાળી શકાય. બસ એ વિચાર થતાં તેણે તે જંગલના એક પશુ સાથે ઝગડો શરૂ કર્યો અને તુરતજ યુદ્ધ જાહેર કર્યું. તેણે હુન્દના વફાદાર ભકતોને જંગલના હીંસક પશુઓને મારી નાખી જંગલમાં આગ લગાડી મેદાન બનાવી દેવાનો હુકમ કર્યો. બસ, હુકમ થતાંજ વાર હતી. ઈનામની લાલચે કેટલાયે માણસો જીવ પર આવી જંગલમાં ઘુસ્યા અને જંગલી જનાવરો સાથે ઘોર યુદ્ધ કરી જંગલની ઉપર કબજો કરી લીધો. શયતાને તેઓને જે જે હુકમ કર્યો તે તે પ્રમાણે તેઓએ કર્યું. કેટલાક ઘાયલ થયાં અને કેટલાક મરી ગયા છતાં ત્યાં શયતાનનું રાજ્ય સ્થપાયું. આખું જંગલ કપાઈને મેદાન થઈ ગયું. શયતાનનો એ ફાંકો પણ પુરો પડયો.

હુન્દના રહેવાસીઓને તો પોતાના પરાક્રમના

ઇનામ માટે મોટી આશાઓ હતી. તે ભોળા ગામડીઆ-
ઓને શયતાને ખુબ ઇનામો વહેંચવાના, જાતજાતની
અભય ચીજો આપવાના અનેક હોદ્દા આપવાના અને
બહુ સ્વતંત્રતા આપવાના વચનો આપ્યા હતા. ભલા
ગામડીઆઓએ એ વચનો ઉપર વિશ્વાસ રાખી જીંદગી
ના જોખમે હીંસક પશુઓ સાથે યુદ્ધ કરીને જંગલને
બહુ મહેનતે સાફ કર્યું હતું. એ યુદ્ધમાં ગામડીઆઓ
ના અનેક વીરપુત્રો અને યુવાન ભાઇઓ માર્યા ગયા
હતા પણ જ્યારે ગરજ પતી ગઇ ત્યારે પાપી શયતાને
તેમને અંગુઠો બતાવ્યો અને પોતાના સંખ્યા બંધ
વચનોમાંથી એક પણ પાળ્યું નહીં.

શયતાનની આ વર્તણુક જોઇ હુન્દનો દબાયલો
અસંતોષ એકદમ સળગી ઉઠયો. તેમણે શયતાનના
વચનો અને પ્રતિજ્ઞા ઉપર ભરોસો રાખી જોઇ લીધું કે
એ બધી માત્ર થાપ આપવાની યુકતી હતી. પેલા
બીતાઓવાળા અને પરાધીનતાની સાંકળ પહેરનારાઓ
પણ શયતાનના આ વર્તનથી પાસુ ફેરવવા લાગ્યા
જંગલની આગ માફક જોતજોતામાં ચારે તરફ અસંતોષ
ફેલાઇ ગયો.

હવે શયતાનનું મગજ ફર્યું. ખરૂં કહીએ તો
તેને પણ હુન્દ સાથે પ્રેમ થઇ ગયો હતો. કારણ કે
પહેલાં તે ભુખ્યો અને નાગો રખડયા કરતો હતો જ્યારે

હાલ હુન્દના પ્રતાપે સુંદર કપડા ઝવેરાત અને સ્વાદિષ્ટ ભોજનથી તૃપ્ત રહેતો હતો જ્યારે હાલ સંખ્યાબંધ દાસ-દાસીઓ સેવામાં હાજર રહેતા હતા અને તેના નામનો ડંકો વાગતો હતો. આખા હુન્દનો તે માલીક હતો, રાજા હતો, તે ધારે તે કરી શકતો હતો જે હુન્દના પ્રતાપે તેને આ બધુ મળ્યું હતું તેને તે સહજ માં કેમ છોડી દે!

બહુ વિચાર કરીને તેણે એક યુકતી શોધી કાઢી. એક જબરજસ્ત મોટું પુતળુ બનાવ્યું અને તેને મોટું ઝવેરાત તથા ઘરેણાં પહેરાવ્યા. આખુ શરીર રંગીન કાગળોથી ઢાંકી દીધું અને ઉપર સુંદર લુગડાં પહેરાવી બહુ આકર્ષક બનાવ્યું. તે જોતાં એમજ લાગતું હતું કે એ ચીજ અદભુત અને અમૂલ્ય હતી તેમજ લાખો રૂપીઆના ભોગે તૈયાર થઈ હશે પણ ખરૂં જોતાં એ પણ થાપ આપવાની યુકતીજ હતી. ફુંક મારતાં ઉડી જાય એવા તે નકામા પુતળાને ગાજતે વાજતે ખુબ ધામધુમથી શયતાને હુન્દના ગામડીઆઓને લઢાઇના બદલા તરીકે ઈનામ આપ્યું. બહુ આનંદ અને આશા સાથે પોતાની કદર થયલી જોઇ ભોળા ગામડીઆઓએ તે ભેટ સ્વીકારી.

પરંતુ એ પોલા પુતળાની ખરી હકીકત ઝડપથી લોકોના ધ્યાનમાં આવી ગઈ. થોડાજ દીવસો પછી એ

પુતળાની હાલત બગડી ગઈ અને તેને અનેક જાતના પશુ-પંખીઓએ પોતાનું ઘર બનાવ્યું. તે તદન પોલું હોવાથી તેમાં ઠેકાણે ઠેકાણે કાણા પાડી પશુ-પંખી ભરાવા લાગ્યા અને ચારે તરફ ગંદકી અને હાડકા દેખાવા લાગ્યા. હુન્દમાં રહેનારાઓની આંખો ઉઘડી ગઇ અને તેઓ સમજી ગયા કે શયતાને તેમને મોટી થાપ આપી છે. તે પુતળુ તદન પોલું અને ખરાબીનું મુળ હતું.

બસ હવે પુછવુંજ શું? અસંતોષે એવું તો ભયંકર રૂપ પકડ્યું કે તેનો અંતજ નહોતો. ઠેકાણે ઠેકાણે પાંચ પાંચ, દસ દસ, અને વીસ વીસની સંખ્યામાં એકઠા થઈ તેઓ શયતાન ઉપર વેર લેવાનો વિચાર કરવા લાગ્યા. કોઇએ હળ ઉઠાવ્યું. કોઇએ પત્થર અને ઈંટો ઉઠાવી અને કોઇ તેને ખાનગી રીતે મારી નાખવા નો વિચાર દર્શાવવા લાગ્યો. જાતજાતની યુકતીઓ ઉપર વિચાર થવા લાગ્યો. પણ દરેક યુકતીમાં કાંઇ નહીં તો કાંઈ વાંધો દેખાયો. સૌથી મોટી વાત એ હતી કે પશુ બળથી તેને મારવાનો પ્રયત્ન કરવો તે ઘાસલેટથી આગ હોલવવા જેવું હતું. શયતાની ઉપાયોથી શયતાનનું શું બગડી શકે? લડાઇ-ઝગડા અને હીંસાથી શયતાન ઉપર જીત મેળવવામાં બધાને નિરાશાજ જણાઇ.

શયતાનના કાન સુધી આ બધી વાતો પહોંચી. તેણે પણ બળવાને શાંત પાડવા માટે ઘણું ભયંકર

તૈયારીઓ કરી. એક એકથી વધારે ભયંકર શસ્ત્રો, …રી હવા પાણી અને જમીનની અંદરથી હુમલો …ાના યંત્રો બનાવ્યા. વાત કરતામાં આખા હુન્દને …વી દેવાય તેટલો દારૂ-ગોળો તેણે એકઠો કર્યો.

હુન્દવાસીઓને પણ આ બધી તૈયારીની ખબર …ડી. ક્રોધ અને ભયથી તેઓ ત્રાસી ગયા હતા પણ તેમના નશીબમાં લાચારી હતી. તેઓ કરીજ શું શકે? અંદર અંદર તેઓ ઉકળવા લાગ્યા.

છેવટે બધાએ મળી પોતાના મુખ્ય દેવ "ગુન્ધ" ના મંદીરમાં ગયા. ગુન્ધનું મંદીર આખા હુન્દમાં સૌથી સુંદર અને જુનું હતું. તેના વિશાળ સભા મંડપમાં હુન્દના એકેએક સ્ત્રી, પુરૂષ વૃધ્ધ અને બાળક એકઠાં થયા. તેઓએ સત્યાગ્રહ કરવાનો નિશ્ચય કર્યો કે ક્યાંતો મહાશક્તિશાળી ગુન્ધ પાસેથી સુખ અને સ્વતંત્રતાનું વરદાન મેળવીશું અથવા ત્યાંજ દેહ છોડી દઇશું.

ત્રણ દીવસ થયા. ભુખ અને તરસથી નાના બાળકો બેહોશ થઇ ગયા. યુવાન સ્ત્રી પુરૂષોના ચ્હેરા ફીક્કા પડ્યા અને વૃધ્ધોના મોઢા સુકાઇ ગયા પણ ગુન્ધદેવ પ્રસન્ન થયા નહીં. હુન્દની પવિત્ર ભુમીમાં ગુન્ધના જેવા દયાળુ દેવ બીજા હતાજ નહીં. તેઓ હુન્દની નાની બાબતો અને નજીવા દુઃખો પણ ધ્યાન રાખી નીવારણ કરતા હતા છતાં આજે આ ગુસ્સો કેમ? ગુન્ધદેવ

શાથી એટલા ક્રોધાયમાન થયા હશે તે કોઇ સમજી શક્યું નહિં.

છેવટે મંદીરના વૃધ્ધ પુજારીએ હાજર રહેલા લોકોને કહ્યું કે—એમ જણાય છે કે ગુન્ધદેવ આ દુર્ભાગી દેશ ઉપર ગુસ્સે થયા છે. તેઓ હજી સુધી પ્રગટ થતા નથી તેથી સહેજમાં તેઓ સંતોષ પામે એમ લાગતું નથી. આવી સ્થીતીમાં જીવવાથી શું લાભ? ચાલો આપણે આ ઉંચા પહાડ ઉપરથી કુદીને આપણો ભોગ આપીએ. જો આપણા ભોગ–ત્યાગથી ગુન્ધદેવ પ્રસન્ન થશે તો બાકી રહેલાઓને સુખ અને સ્વતંત્રતાનું વરદાન આપશે.

ગુન્ધનું મંદીર એક ઉંચા પહાડ ઉપર હતું. વૃધ્ધ પુજારીની વાત સાંભળી બધાએ–ઠીક છે! એમજ કરો! એમ કહી ઉઠીને ઉભા થયા. એ વખતે તેમને પોતાની સ્થિતી ઉપર એવું દુઃખ થઇ રહ્યું હતું કે તેઓ સુખ અને સ્વતંત્રતા મેળવીનેજ જીવવું અથવા દેહ છોડી દેવો એવા વિચાર ઉપરજ આવી ગયા હતા. બધા—એકકે એક બાળક સુદ્ધાં પહાડ ઉપરથી કુદીને જીવ આપવા તૈયાર હતાં. આગળ વૃદ્ધ પુજારી અને પાછળ બધા મંદીરના પાછલા ભાગમાં પહાડના શીખર આગળ ગયા. શીખરની નીચે ઉંડી ખીણ હતી. બધાના

મનમાં એકજ નિશ્ચય હતો. કાયરમાં કાયર હૃદય પણ આ વખતે જીવ આપવાના વિચાર ઉપર આવી ગયું હતું.

કુન્દવાસીઓના આ દ્દઢ નિશ્ચયથી કોમળ હૃદયના ગુન્ધદેવનું હૈયું પીગળી ગયું. જો કે કુન્દમાં રહેનારાઓએ શયતાનનો સહકાર કરવાથી તેને બહુ ક્રોધ ચઢયો હતો તોપણ છેવટે તેણે કુન્દ ઉપર દયા કરી. કુન્દના લોકો પહાડના શીખર ઉપરથી ખીણમાં કુદવાની તૈયારીમાંજ હતા એટલામાં એકાએક મંદીરમાંથી બહુ જોરથી અવાજ સંભળાયો—' સબુર ! ' બધા ચોંકીને અટક્યા. પાછો અવાજ આવ્યો ' સાંભળો ' લોકોને ખાત્રી થઇ કે જરૂર ગુન્ધદેવ પ્રગટ થઇ કાંઇ આજ્ઞા કરી રહ્યા છે. પુજારી અને એકઠા થયલા બધા માણસોએ એક સામટા હાથ જોડી, જમીન ઉપર લાંબા થઇ સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા. મંદીરમાંથી પાછો અવાજ આવ્યો. " હે કુન્દ નિવાસીઓ સાંભળો ! તમે લોકોએ સર્વ પ્રકારનું સુખ હોવા છતાં વગર જરૂરની અને નકામી ચીજોના ખોટા ભપકામાં અંજાઇ જઇને તથા લાલચ અને આળસમાં ફસાઇ જઇ શયતાનનો સાથ કર્યો. તમારી આ દુર્દશાનું કારણ એજ છે. હવે તમારો પસ્તાવો જોઇ મને દયા આવે છે. તેથી હું જે કહું છું તે ધ્યાનપૂર્વક સાંભળો અને તે મુજબ વર્તો.

આજથી દરેક હુન્દનો રહેનાર શયતાનનો સહકાર છોડે, માત્ર શયતાનનોજ નહીં પણ જે જે ચીજ સાથે શયતાનનો સંબંધ હોય તેને ઝહેર સમાન ગણી તેનાથી દુર રહે. તેના હાથથી મળેલી, બનાવેલી અને તેનો હાથ અડકયો હોય તેવી પણ દરેક ચીજનો ત્યાગ કરો. તેણે આપેલા માનભર્યા ખેતાબો ફેંકી દો. કોઇપણ માણસ શયતાનનું કામ ન કરે, કોઇ તેનો હુકમ ન માને, કોઇ તેને મદદ ન કરે, કોઇ તેની આશા ન રાખે અને કોઇ તેની નોકરી ન કરે. તેનો એકદમ બહિષ્કાર કરો અને તેની સાથેનો દરેક જાતનો સહકાર છોડી દો. એમ છતાં કોઇ તેનો સહકાર કરે તો તેનો પણ તમે ત્યાગ કરો અને તેની સાથે પણ એ રીતેજ વર્તો. વળી તમે સ્વાશ્રયી અને મહેનતુ બનો. આળસ છોડો. તમારી જરૂરની દરેક ચીજ જાતેજ ઉત્પન્ન કરો. તમારા અન્ન વસ્ત્રો હાથેજ ઉત્પન્ન કરો. બસ, જો સાચ્ચા દીલથી આટલું કરશો તો ફરીથી તમારી જાહોજલાલી પાછી આવશે અને તમે હતા તેવાજ સુખી ફરી થશો. ”

અવાજ બંધ થયો. ગામડીઆઓની આંખો ઉઘડી. તેઓ પોતાની ભૂલ સમજ્યા. દરેક જણે શયતાન સાથે અસહકાર કરવાની ગુન્દદેવ સમક્ષ પ્રતિજ્ઞા કરી અને વિવિધ પ્રકારે પુજા તથા પ્રાર્થનાથી દેવને સંતુષ્ટ કરી ઘેર પાછા ફર્યા.

બીજા દીવસથીજ એ મુજબ કામ થવા લાગ્યું. બધાએ શયતાનના નોકરી છોડી. તેમણે તેની હુકમની અને તેની બનાવેલા ચળકાટવાળી પણ નકામી ચીજો ખરીદવની છોડી દીધી. જે જે ચીજ સાથે તેનો સંસર્ગ હતો તેનો ત્યાગ કર્યો. તેના મદદગારોએ પેલી પરાધીનતાની સાંકળો અને બીનાળો છોડી દીધા. તેની કચેરીના કારકુનોએ નોકરી છોડી દીધી અને પોતાના અન્ન-વસ્ત્રો પેદા કરવાના કામમાં લાગી ગયા.

હવે શયતાનનું મગજ ફર્યું. તેને ભોજન તથા વસ્ત્રો મળવા મુશ્કેલ થઇ પડ્યા. કોઇ તેનો હુકમ માનતું નહોતું. તેણે એવા રાજદ્રોહીઓને શીક્ષા કરવાનો વિચાર કર્યો પણ તેના હુકમ બજાવનારજ કોણ હતું? કેદખાનાના પહેરગીરોએ નોકરી છોડી દીધી હતી અને તે ઉઘાડા પડ્યા હતા. જોતજોતામાં શયતાનની સ્થિતી શોકજનક થઇ પડી.

જ્યારથી હુન્દમાં તેનું રાજ્ય થયું હતું ત્યારથી શયતાન બહુ આળસુ તથા વિલાસપ્રિય થઇ ગયો હતો તેની એ રીતભાત તેને વધારે અગવડકર્તા થઇ પડી. પહેલો તેણે ક્રોધ કર્યો અને છેવટે રડ્યો-કકળ્યો પણ હુન્દવાળાઓ પોતાની પ્રતિજ્ઞા ઉપર દ્રઢ રહ્યા. કોઇએ તેના તરફ ઉડતી નજર પણ નાખી નહીં.

છેવટે નિરાશ થઇ શયતાન એ પુન્ય ભુમી છોડીને નાશી ગયો. હુન્દવાળા પાછા સ્વતંત્ર, આનંદી અને સુખ-સંપત્તિશાળી થયા.

કેટલાક વખત પછી સંભળાયું કે શયતાન મરણ પામ્યો. તેણે આપઘાત કર્યો કે ભુખ અને તરસથી તેના જીવ ગયો તેનો ખબર પડી નહીં. ગામડીઆઓને તેના તરફ એટલો તિરસ્કાર થઇ ગયો હતો કે તેને વિશે વાતચીત કરવી પણ છોડી દીધી હતી. તેથી તે મરી ગયો એ વાત ખરી કે ખોટી તેની પણ તપાસ કોઇએ કરી નહીં. ઇશ્વર એવા શયતાનથી બધાને બચાવે.

સંપૂર્ણ

---

(૪)

# બાલા.

## (૧)

બાર વર્ષની બાલા સાથે માતા પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન ન કરાય તેટલા માટે રમેશ પરણ્યો હતો. રમેશનો વિચાર કોઈ કોલેજમાં અભ્યાસ કરતી અપ-ટુ-ડેટ કન્યા સાથે લગ્ન કરવાનો હતો, કારણ કે રમેશ પણ આ વર્ષે બી. એ. માં પાસ થયો હતો. માતા પિતાનાં હૃદયને આઘાત થશે અને તેનું કોઇ અનિષ્ટ પરિણામ આવશે એવી ભીતિથી રમેશ બાલા સાથે પરણ્યો.

પરણ્યા પછી રમેશ એક દિવસ સાસરે જમવા ગયો. રમેશ જે વખતે ત્યાં પહોંચ્યો તે વખતે પોતાની પત્ની-બાલા-ઘરના ઓટલા ઉપર બેસી પોતાની સમવયી સખીઓ સાથે નાના પ્રકારની રમતો રમી રહી હતી. બાલાએ એક સાદી ચોળી પહેરેલી હતી અને ઘાઘરીનો

કચ્છ ભીડેલો હતો. ચોટલો વાળેલો ન હોવાથી માથા પરની આલની લટો પવનથી આમ તેમ ઉડી રહી હતી. રાત્રીએ આંજેલાં આંખમાંના કાજળના લીસોટા આંખોની આસપાસ અને ગાલ ઉપર પણ જણાતા હતા. બાલા ધુળમાં ક્યાંય દોડી આવેલી હોવાથી પગે ઘુંટી સુધી ધુળ ચોંટેલી હતી અને કેટલીક મુખે પણ ચોંટેલી હતી.

પોતાની ભાવી પત્નીને નીરખીને રમેશ કેટલીક ક્ષણો પર્યંત દિગ્મુઢ થઇ ગયો અને પછી વિચાર કરવા લાગ્યો કે—"હું આની સાથે શી રીતે મારૂં જીવન નાવ આ સંસાર સાગરમાંથી પેલે પાર ઉતારીશ જેને કિંચિત પણ લખતાં વાંચતાં આવડતું નથી અને જેને બીજી પણ કોઇ પ્રકારની કેળવણી મળી નથી એવી બાલા પત્ની સાથે મારા જેવા ગ્રેજ્યુએટના પાના પડેલાં હોવાથી શી રીતે અમે રોમીઓ ને જુલીએટ, દુષ્યંત ને શકુંતલા કે રામ અને સીતા બની શકીશું ?" આવા અનેક તર્ક વિતર્ક કરતો રમેશ સાસરે જમીને પોતાને ઘેર ચાલ્યો આવ્યો બાલાને તેની માતા બાલ્યાવસ્થામાં મુકીને પરલોક ચાલી ગઇ હતી. ઘરમાં બાલાના પિતા અને બાલાની વિધવા ફોઇ સિવાય અન્ય કોઇ નહોતુ બાલાના પિતાની આર્થિક સ્થિતિ પણ જોઇએ તેવી સારી નહોતી.

(૨)

થોડા દિવસ પછી બાલા સાસરે આવી હિન્દુ સંસારની પદ્ધતિ પ્રમાણે બાર વર્ષની બાલાનાં શીર પર ગૃહકાર્યના તમામ બોજો લાદવામાં આવ્યો બાલિકા બાલાને એ ભાર અસહ્ય થઈ પડયા તેવામાં અશુભ પૂરાં રમેશનાં માતા પિતા બન્ને મહિનાને અંતરે પરલોક ચાલ્યાં ગયાં એ મરણનું કારણ પણ બાલાજ થઈ પડી કારણકે બાલા પગલાંની સારી નથી કાળજીભી છે વિગેરે વિગેરે પુષ્પાંજલિ બાલાના શીર ઉપર ભિન્ન ભિન્ન પ્રકારે ભિન્ન ભિન્ન મનુષ્યો તરફથી પડવા લાગી.

બાલાને ન્હાનપણમાં ગૃહની તેમજ અન્ય કેળવણી મળેલી ન હોવાથી ગૃહકાર્યમાં પુષ્કળ ભુલો કરતી. બાલા જેમ જેમ વધુ ભુલો કરવા લાગી તેમ તેમ રમેશને વધુ સંતાપ થવા લાગ્યો અને એ સંતાપે ધીરે ધીરે ગંભીર સ્વરૂપ પકડયું.

એક દિવસ રમેશે બાલાને તેને પીયર મોકલી દીધી અને ગૃહત્યાગ કરી કોઈ દુર દેશમાં જઈ માનવ-જાતિનું અને પોતાના દેહનું કલ્યાણ કરવાનો રમેશે નિશ્ચય કર્યો. પોતાનો એ નિશ્ચય પત્રદ્વારા પોતાના

સગારાને જણાવી પોતે ક્યાં અને શા માટે જાય છે તે કોઇને પણ જણાવ્યા વિના રમેશે પોતાનું વ્હાલું વતન છોડયું ! રમેશના સ્નેહી સંબધીઓએ તેની ઘણી શોધ કરી પણ તેનો કશો પણ પત્તો લાગશે નહીં ! ધીરે ધીરે એ વાત વીસારે પડી અને તેને આઠ વર્ષ જેટલો સમય થઇ ગયો !

(૩)

સમય પ્રાતઃકાળનો લાલ સૂર્ય જાણે સમસ્ત જગત ઉપર સુવર્ણની ભૂકી વેરી રહ્યા હોય તેમ પ્રકાશી રહ્યા હતા. પક્ષીઓ પોતાના પ્રાણથી પણ પ્યારાં બચ્ચા ને માળામાં રામ ભરોસે મુકી ખોરાકની શોધમાં નીકળી પડયાં હતાં. એવે સમયે રંગુન શહેરમાં એક ભવ્ય બંગલામાં પચાસેક વર્ષની ઉંમરનો શેઠ બેઠો બેઠો પોતાની પેઢીનો હિસાબ તપાસી રહ્યો હતો. શેઠની એક બાજુ તેની પુત્રી નિર્મળા બેઠી બેઠી કાંઇ વાંચતી હતી નિર્મળાની ઉંમર વીસેક વર્ષની હતી. તે સુવર્ણા હતી પણ તેનાં મુખપર જોઇએ તેવી લાલી નહોતી. તેણે સફેદ વસ્ત્ર ધારણ કરેલું હતું અને માત્ર સૌભાગ્ય સૂચક અલંકારોજ પહેરેલા હતા. તેના મુખપર હૃદયમાં થી ગંભીર ચિંતાની રેખાઓ પ્રસરી હતી. શેઠે હિસાબ તપાસી ચોપડો ટેબલ ઉપર મુકયો અને અંદરના

ઓરડામાં જવા સારૂ ઉભા થયા એટલામાં એક યુવાન શેઠના ઓરડામાં આવી પહોંચ્યો. તેણે નમ્રતાપૂર્વક શેઠને નમન કર્યું. એટલે શેઠ પાછા ખુરશીમાં બેઠા અને યુવાનને એક ખુરશી ઉપર બેસવાનું કહી આગમન નું કારણ પુછયું.

"મેં સાંભળ્યું છે કે, આપની પેઢીમાં એક મેનેજરની જગ્યા ખાલી છે. અને તેમ હોય તો આ રંક સેવક તે જગાને માટે ઉમેદવાર છે." યુવાન કે જેનું નામ દીનેશ હતું તેણે નમ્રતાથી કહ્યું.

ત્યાર બાદ શેઠે એ બાબતને માટે દીનેશ સાથે પુષ્કળ વાતો કરી. તેની બોલવાની છટા તેનો વિદ્યાભ્યાસ અને તેની મોહક આકૃતિ જોઇને શેઠે દીનેશ ની માસિક ૨૦૦ રૂપીયાના પગારે મેનેજરની જગા ઉપર નીમણુંક કરી.

દીનેશ શેઠની રજા લઇને ત્યાંથી નીકળ્યો. શેઠના ઓરડામાં બેઠેલી નવયોવના સુન્દરીનાં મુખપર શા માટે ચિન્તાની છટાઓ પ્રસરી રહી હશે? શું એને કાંઇ માનસિક કષ્ટ હશે? વિગેરે વિચાર તેના મગજમાં તરવા લાગ્યા.

દીનેશ પોતાની નોકરી સારી રીતે બજાવવા

લાગ્યો. કોઇ કોઇ વખત શેઠને ત્યાં તે જમવા આવતો શેઠને સંતતિમાં માત્ર એક પુત્રીજ હતી. નિર્મળા કેળવાયલી હતી શેઠની અતુલ ધન સંપત્તિની તે એકલી વારસ હતી તેનો બોલ કોઇ પણ ઉથાપતું ન હોતું તો પણ તેનામાં લેશ પણ અભિમાન નહોતું તેનામાં જે નમ્રતા, સાદાઇ અને પવિત્રતા હતાં તે ખરેખર કોઇને પણ ભક્તિ પૂર્વક પોતાના તરફ આકર્ષવાને પૂરતાં હતાં.

શેઠનું ઘણું ખરૂં ગૃહકાર્ય નિર્મળા જાતેજ કરતી અને રસોઇનું કામ તો તે ખાસ કરીને જાતેજ કરતી. નિર્મળા રસોઇ કરવામાં એવી તો કુશળ હતી કે તેના હાથની રસોઇ જમેલું મનુષ્ય તેનો સ્વાદ કદી પણ ભુલતું નહીં.

દીનેશ ઘણીવાર નિર્મળાના હાથની રસોઇ જમતો, તેની સાથે બેસતો વાંચતો. કોઇ કોઇ વખતે નિર્મળાને રાગ ગવરાવતો, એવી રીતે ઉભય નિર્દોષ આનંદમાં મગ્ન બનતાં તોપણ નિર્મળાનાં મુખ પર ચિન્તાની કહો કે માનસિક કષ્ટની કહો જે રેખાઓ અંકિત થઇ હતી તે કદીપણ ભૂસાયલી દીનેશે જોઇ નહતી.

(૪)

એક દિવસ સંધ્યા સમયે દીનેશ જમીને પોતાને ઘેર બેઠો બેઠો નિર્મળાના સંબંધમાં વિચાર

માળાના મણુકા ફેરવતો હતો. એટલામાં શેઠનો એક નોકર તેને તેડવા આવ્યો કપડાં પહેરી દીનેશ તુર્તજ શેઠનાં ઘર આગળ આવી પહોંચ્યો બંગલાના કમ્પાઉન્ડ માં પેસતાંજ સ્વભાવિક રીતે દીનેશની દૃષ્ટિ બંગલાની બારી તરફ ગઈ. બારીના ઉપરના સળીઆ બન્ને હાથે પકડી નિર્મળા ઉભેલી હતી. રોજના કરતાં આજે નિર્મળાનું મુખ વધુ ગંભીર જણાતું હતું આગમાંના એક વૃક્ષ ઉપર દૃષ્ટિ સ્થિર રાખીને તે ઉભી હતી. દીનેશ તેની સામે જોતો જોતો છેક બંગલામાં પેઠો પણ ત્યાં સુધી એક પણ દૃષ્ટિપાત નિર્મળાએ તેના તરફ કર્યો નહીં. દીનેશ દાદરના એક પછી એક પગથીઆં ચઢવા લાગ્યો દાદરની છેક ટોચે તેને નિર્મળા સામી મળી, પણ એક પણ અક્ષર બોલ્યા વિના તે પાસેના ઓરડામાં ચાલી ગઈ, અને દીનેશ શેઠના ઓરડામાં દાખલ થયો.

શેઠ અત્યારે એક આરામ ખુરશી ઉપર બેઠા બેઠા હવાના ચીરૂટ ફુંકી રહ્યા હતા, અને તે સાથે વિચાર સાગરમાં ઝોલા પણ ખાતા હતા દીનેશને જોતાંજ અડધી બળેલી ચીરૂટ ટેબલ ઉપર મુકતાં શેઠે કહ્યું "દીનેશ! એક અગત્યનાં કાર્ય માટે મેં તમોને અત્યારે બોલાવ્યા છે. હું કોણ છું ક્યાંનો રહેવાસી છું તે કશું પણ તમને જણાવવા ઇચ્છતો નથી. તમારે માત્ર એક

અગત્યનું કાર્ય બજાવવાનું છે અને તે એ કે તમારે મારી પુત્રી નીર્મળા સાથે લગ્ન કરવાનાં છે, અને લગ્ન પછી મારી સંપત્તિના તમારે વારસ બનવાનું છે, પણ તે એક શરતે તે શરત એકે જ્યાંસુધી તમો બને જણાં જીવો ત્યાંસુધી તમારાથી આ બરમા ટાપુ છોડીને ક્યાંય પણ જવાય નહી. બોલો! તમો મારૂ એ કાર્ય બજાવશો?

થોડીવાર વિચાર કર્યાબાદ દીનેશે કહ્યું:—

"આપની સર્વ આજ્ઞાઓ મારે શિરસાવંદ્ય છે."

"ઠીક ત્યારે, હમણાં તમે જાઓ. પરમ દીવસે હલુડો વાર સારો હોવાથી તમો ઉભયને લગ્ન ગ્રંથીથી સંલગ્ન કરવામાં આવશે. પણ જુઓ લગ્ન થતાં સુધીમાં આ વાત કોઇને પણ કાને ન જાય તેની સંપૂર્ણ સાવચેતી રાખજો. કારણકે ભીંતને પણ કાન હોય છે." શેઠે ભાવિ જામાત્રને ફરમાવ્યું.

દીનેશ પાછો વિચાર વમળમાં ગોથાં ખાતો પોતાને ઘેર ગયો.

બીજે દીવસે બપોરે દીનેશ શેઠને ઘેર નિર્મળાને મળવા આવ્યો. સર્વ નોકર ચાકરો નિદ્રાનો આસ્વાદ લેતા હતા અને શેઠ કાંઇક કામસર બહાર ગામે ગયેલા હતા. ધીમે પગલે ચાલી દીનેશ નિર્મળાના ઓરડામાં આવ્યો નિર્મળાનો આજનો રંગ ભિન્ન પ્રકારનોજ હતો

નિર્મળા ઉદાસ વદને એક ખુરશી ઉપર બેઠી બેઠી વિચાર સાગરમાં ડુબકાં ખાતી હતી.. આંખો ઉજાગરાથી અને રૂદન કરી કરીને લાલચોળ થઈ ગઇ હતી. રેશમ જેવા ચળકતા શ્યામ કેશકલાપ વીખરાઈને ખુરશીના બાકડા સાથે પવનને અંગે ગેલ કર્યા કરતા હતા. કમળ દંડ સમાન કોમળ હસ્તો ખુરશીની બે બાજુ લટકી રહ્યા હતા. દીનેશ ઓરડામાં આવ્યો તેનું પણ ભાન નિર્મળાને નહોતું. જ્યારે દીનેશે તેને બોલાવી ત્યારે જ વિચાર સમુદ્રના કિનારા ઉપર તે આવી.

"નિર્મળા! તમારી પ્રકૃતિ આજે અસ્વસ્થ છે?" નિર્મળાની સામેની ખુરશી ઉપર બેસતાં દીનેશે પુછ્યું.

"હા, કંઈક એવું છે ખરૂં." નિર્મળાએ મન્દ સ્વરે કહ્યું.

"ત્યારે ડોક્ટરને બોલાવું?" દીનેશે પૂછ્યું.

"ના, ના શારીરિક રોગોની દવા કરનાર ડોકટર મારા માનસિક રોગોની દવા કરવાને અસમર્થ છે? નિર્મળાએ કહ્યું તેવું જણાવી દીધું.

"માનસિક રોગ અને તે તમને?" આશ્ચર્ય ચકિત થઇને દીનેશે પુછ્યું.

"આજ કાલે તમો અને પીતાજી જલ્દી આપણા લગ્ન

સબંધી જે વાતચીત થઇ હતી તે સર્વ મેં સાંભળી છે અને તેથીજ મને માનસિક રોગ થયો છે." નિર્મળાએ રોગ થવાનું કારણ દર્શાવ્યું.

"ત્યારે તમારી મરજી મારી સાથે લગ્ન કરવાની નથી?" દીનેશે મુળ વાતપર આવીને પૂછ્યું.

"ના" નિર્મળાએ સ્પષ્ટપણે કહ્યું.

"તેનું કંઇ કારણ જણાવશો?" નિર્મળાના મુખમંડળનું બારીક અવલોકન કરતાં દીનેશે પુછ્યું.

"કારણ એ કે એકવાર હું એક પુરૂષ સાથે પરણી ચુકી છું." ચક્ષુથી ટપકતાં અશ્રુ રહિત સાળુના પાલવવડે લુછતા નિર્મળાએ કહ્યું.

"તમે સ્વપ્નમાં છો કે હું સ્વપ્નમાં છું તેની મને કંઇ સમજ પડતી નથી." નિશ્વાસ નાંખતાં દીનેસે કહ્યુ

"આપણે ઉભય સત્ય સૃષ્ટીમાં છીએ, સ્વપ્ન સૃષ્ટીમાં નથી હવે સાંભળો! હું પતિવ્રતા છું. જે દેશમાં સીતા, દ્રોપદી, દમયંતી જેવા નારી રત્નો પાકયાં હતા તેજ દેશમાં હું જન્મી છું એટલે આ જન્મે તો તમારી સાથે લગ્ન કરી મારે માટે નરકાગાર તઇયાર કરવા હું ઇચ્છતી નથી." નિર્મળાએ પોતાનો હેતુ જણાવ્યો.

"પણ તમારા પિતાજી તો કહે છે કે નિર્મળા

તો હજી કુંવારી છે." દીનેશે કહ્યું.

"મારા પિતા—અમારૂં વતન અને હું પરણેલી છું—એ બે બાબત તદ્દન ગુપ્ત રાખવા માગે છે; અને તેટલા સારૂ નિર્મળા સાથે લગ્ન કરી તમારાથી પોતાના વતનમાં જવાય નહી. એવી શરત તેમણે તમારી સાથે કરી છે. મારા પતિ મને બાલ્યાવસ્થામાં મૂકી કોણ જાણે ક્યાં ચાલ્યા ગયા છે તેનો પતો નથી. તેથી પિતા મારાં લગ્ન ફરી કરવા ધારે છે. પણ પિતા પોતાના ધનમાંથી એક પાઇ પણ મને ન આપે અને ભીખ માગીને પેટ ભરવું પડે તો પણ હું આર્ય રમણીના શ્રેષ્ટ પતિવ્રતા ધર્મથી કદી પણ ચુકીશ નહીં." નિર્મળાએ કાંઇક આવેશ યુકત સ્વરે કહ્યું.

"ત્યારે તમારૂં વતન ક્યાં છે? તે હરકત ન હોય તો જણાવશો?" દીનેશે નમ્રતાપૂર્વક પુછ્યું.

" અમારૂં વતન અમદાવાદમાં છે. " નિર્મળાએ પુનઃ આંસુ લુછતાં કહ્યું.

"અને તમારાં લગ્ન ક્યાં થયાં હતાં?" દીનેશે બીજો પ્રશ્ન પુછ્યો.

"અમદાવાદમાંજ" નિર્મળાએ ઉત્તર આપ્યો.

"વારૂ ત્યારે તમારા પતિ તમને શા માટે તજીને

ચાલ્યા ગયા હતા ?" દીનેશે ગંભીર પ્રશ્ન પુછયો.

" અમારાં લગ્ન વખતે મારા પતિ વીસ વરસના હતા. અને હું બારેક વરસની હતી. લગ્ન એ શું વસ્તુ છે તે તે વખતે હું સમજતી નહોતી. મારામાં સૌંદર્ય નહોતું. હું અણુકેળવાયલી હતી વિગેરે બાબતોથી મારા પતિ મને તજી ચાલ્યા ગયા અને તેના આજ સુધીમાં કશો પણ પતો લાગ્યો નથી. ત્યારપછી થોડો વખત અમે અમદાવાદમાં રહ્યાં અને પછી અમે અહીં આવ્યાં અહીં આવ્યા પછી પ્રભુએ અમને સંપત્તિ આપી. પણ સુખ આપ્યું નહી." નિર્મળાએ પોતાની આત્મકથા હતી તેવી કહી.

"તમારા પતિનું શું નામ હતું ?" દીનેશે ઉત્તરની ઉત્કંઠા ધરાવતાં અને ધડકતાં હૃદયે પુછયું.

"રમેશ" ગદગદ કંઠે નિર્મળાએ કહ્યું.

" તે રમેશને હું ઓળખતો હતો પણ તે તો કોઇ બાલા નામની છોકરી સાથે પરણ્યો હતોને? તમારૂં નામ તો નિર્મળા છે" દીનેશે બીજો માર્મિક સવાલ પુછયો.

"આ હતભાગી અને નશ્વર શરીરને અમદાવાદ માં લોકો 'બાલા' કહેતા અને અહીં મારા પિતાએ એજ શરીરને નિર્મળા કહેવાનું ઠરાવ્યું છે હમણાં ત્યારે તમો

ને તો મારા પતિ ક્યાં છે તેની ખબર હશેજ. કહો, કહો તેઓ અત્યારે ક્યાં છે ? કાલાવાલા કરીને બાલાએ —નીર્મળાએ કહ્યું.

"તેનો આ જગતમાં પતો લાગે તેમ નથી. માટે તમે તમારે મારી સાથે પુનરલગ્ન કરી પિતાજીની અતુલ સંપતિ વડે સુખચેનમાં જીવન વ્યતીત કરો અને સંસાર નો લ્હાંવા લ્યો. દીનેશે કાંઇક છુપા ઉદ્દેશથી નવી વાત રજુ કરી.

"એવું ના બોલશો, જ્યારથી મને પુરેપુરી સમજણ આવી છે ત્યારથી આ સાદા અને સફેદ વસ્રો શિવાય, હાથમાં સૌભાગ્ય સુચક કાચની બંગડીઓ અને કંઠમાં મારા પતિનું મંગળ ઇચ્છતુ આ મંગળસૂત્ર સિવાય મેં અન્ય કાંઇ પણ વસ્રાલંકાર આ શરીરને અડકાડયા નથી અને ખોરાકમાં લવણ અને ગળપણ બન્નેનો આજ સુધી હજી સ્વાદ જોયો નથી. પતિને પરમેશ્વર માની સ્વપ્નમાં પણ અન્ય પુરૂષનું નામ જીભ્હા ઉપર આણ્યું નથી તો પછી હવે આજે હું મોજ મઝા માણવા ઉત્સુક બનું એ આકાશ કુસુમવત વાત છે." નિર્મળાએ જરા પણ આડંબર વિના પોતાની દ્દઢ પતિ ભકિત વ્યકત કરતાં જણાવ્યું.

"ત્યારે તમારા પિતાની તમામ સંપત્તિનો તમો

શો ઉપયોગ કરશો ?' દીનેશે નવી બાબત માટે પુછ્યુ.

"એ સંપત્તિ વડે ગરીબોનું દારિદ્ર અને દેશ સેવા કરવી એ બે કાર્યો કરવાનો મારો મનોભાવ છે. સાથે અખંડ બ્રહ્મચર્ય પાળી યોગીની બની મારી દેશની અજ્ઞાન બહેનોને સુધારવાના સર્વ પ્રયત્નો આદરીશ' દીન વદને બાળાએ પોતાનો હેતુ દર્શાવ્યો.

"અને કદાચ તમારા પતિ તમને મળે તો તમારા આ વિચારો જેવાને તેવાજ કાયમ રહેશે કે બદલાઇ જશે ?" વળી સમન પ્રશ્ન દીનેશે પુછયો.

"મારા પતિ આગળ મારા એકલીના વિચારો ટકી શકે નહીં. મારે તો તેમના વિચારો પ્રમાણે વર્તવું પડે." બાલાએ કાંઇક વિચાર કરીને કહ્યું.

"ત્યારે જે હત ભાગીએ અજ્ઞાનપણે સારાસારનો વિચાર કર્યા વિના તમારા જેવી આદર્શ સુલક્ષણા, અને પતિપરાયણી પત્નીનો ત્યાગ કરી તમારાં જીવન કુસુમને કચડી નાખ્યું હતું તેજ રમેશ પશ્ચાત્તાપના અગ્નિથી બળતાં હૃદયે તમારી સમક્ષ ઉભો છે. મારો મનોભાવ પુનઃ સ્વદેશમાં જવાનો ન હતો માટે મેં મારૂં નામ અત્રે દીનેશ રાખ્યું હતું. બોલો દેવી! ત્યારે મને શુદ્ધ હૃદયે તમે ક્ષમા આપશો ?" રમેશે નમ્રભાવથી પત્નીના પગ ઉપર મસ્તક ટેકવતાં કહ્યું.

પતિ પત્નીનાં ભિન્ન થયેલાં હૃદયનું પુનઃ ઐક્ય થયું અને ઉભયનાં ચક્ષુઓમાંથી હર્ષાશ્રુની ઝીણી ધારા વ્હેવા માંડી.

સંપૂર્ણ.



ઓહો!! વળી એ શું!?

## કેમ નહિ સમજ્યા કે ?

ના, તો તમો

## આ તરફ દ્રષ્ટિ ફેંકશો કે ?

જુઓને બા!! હવે–નો–લોકોમાં મશહુર થએલા

## વગર ઈજાએ વાળ કાઢવાનો

# શાન્તિ સોપ

—નો—

ઘણીજ સહેલાઇથી ઉપયોગ કરવામાં આવે છે. આજકાલ બજારમાં નિકળેલા હલકા સાબુઓથી તમે. નિરાશ થયા હોવ તો ર. નં. ર તપાસી શાન્તી સોપનો ઉપયોગ કરજો. **એક ચેલેંજ !**

નકલી સાબુ વાપરવાથી ચામડીને ગંભીર ઇજા પહોંચે છે તમારે કોઇપણ પ્રકારની મુશ્કેલી શીવાય વાળને સ્હેલાઇથી નાબુદ કરવા હોય તો એક વખત શાન્તીસોપ વાપરી ખાત્રી કરો. કીંમત ત્રણ ગોટીના બાકસના ૦—૧ર—૦. વી. પી. ખર્ચ જુદું. બનાવનાર:—

**શાન્તિબિન્દુ ઓફીસ.**

**નડીઆદ.** NADIAD–Kaira.

# આણે ગયો

પણ

# વહુ ભુલી આવ્યો.

(૧)

એક ગામમાં કરમણભાઇ અને લખમણભાઇ નામના બે ખેડુત ભાઇઓ રહેતા હતા. તેઓ ખેતીનો ધંધો કરી ગુજરાન ચલાવતા હતા. કરમણભાઇ ખેતીનું કામ કરતા. અને લખમણભાઈ ઘરનું કામ કરતા. ઘરની હાલત ગરીબ હોવાથી બન્ને ભાઇઓ કુંવારા રહ્યા હતા આખરે તેમની માએ મહેનત કરી કરમણભાઇનો વિવાહ નજીકના ગામમાં કર્યો, અને તેના લગ્નની તઇયારી કરી. એક દહાડો ડોશીએ અને લખમણે કરમણને કહ્યું કે "ભાઇ તારા લગ્ન આજે થવાના છે, માટે આજે ખેતરે જતો નહિ" તે કહે એ વરી હું વાત લાખવા ? ખેતરનું

કામ બગડી જાય રોજ આ બધું કામ હું કરતો છું માટે આજે એટલું પરણવાનું કામ તું કરે તો હું થંડો મારે બદલે તુંજ જા હું મારે ખેતરે જઉં. માએ અને ભાઇઓ ઘણું સમજાવ્યું અને કહ્યું કે, ત્યાં તો હાડ હાડ ખાવાનું મરશે ને વરી વહુ મરશે તો નફામાં. આ સાભળી કરમણે કહ્યું કે, એમ હોય તો આપણે તઈયાર છીએ. પછી વરઘોડો કાઢી પરણવા લઇ ગયા ત્યાં માંડવા આગળ તોરણે વર ઉભા સાસુ ધુસળમુસળ ત્રાક વિગેરે લઈને પોંકવા આવી તે જોઇ વરે ગભરાઇને કહ્યું કે, મારે પરણવું નથી આ ડહુરી તો ત્રાકથી આંખ ફોડશે. બધાએ સમજાવીને કહ્યું કે એતો બતાવીને લઇ જશે, ગભરાવું નહિ. પોંકી રહ્યા એટલે કહ્યું કે હવે વરને ચોરીએ ચઢાવો. આ સાંભળી ભાઇ વિચારવા લાગ્યા કે આતો બહુ ઉંચું છે, તે શીરીતે ચઢાશે! નાના હતા ત્યારે તો ઝાડે ચઢી જતા, પણ હવે ભારે શરીરે આટલે ઉંચે તે શીરીતે ચઢાશે? આટલે ઉંચે ચડતાં જો પડી જઇએ કે હાથ પગ ભાંગે, તો હું કરીએ આપણે તો પરણવું નથી. બધાએ કહ્યું કે, પેલી ચોરીમાં બેસવાનુ છે. તમે નાહક ગરબડ કરો નહિ. આખરે ચોરીમાં પધરાવી પરણાવી દીધા. વેવાઇએ જાનનો સારો સત્કાર કર્યો ને રંગેચંગે જાન વિદાય થઇ. ઘેર આવ્યા પછી થોડે દહાડે વહુને પીએરથી તેડવા આવ્યા વહુએ કરમણ

...ને ખ.નગીમાં બોલાવીને કહ્યું કે, સુખડી લાવો કે ...ને જમાડીએ. આ ભાઇ તો હારૂં કહીને ચાલ્યા ... ડોસીના વાડામાંથી ખાસાં પાકાં પાકાં ગીલોડાં ...લાં કંટાલાં જે પાકીને લાલ તુતીજેવાં દેખાતાં હતાં, ... વહેલા વહેલા તોડીને પોતાનાં ગજવામાં દાબી દાબી ને ભરીને લાવ્યા. બધા ઘરમાં બેઠેલાં હતાં તેથી ઓરડા માં જઇ ...થી તાળી પાડી વહુને બોલાવે, ને તે જુએ ત્યારે પોતાનું ગજવું બતાવે વહુએ જોયું કે, આતો ફજેતી કરે એમ છે તેથી તે ઝટ આવી, અને પુછયું કે શું કહો ...? તેણે કહ્યું કે લે આ લાવ્યો છું. બાઇ જોઇને સમજી કે, આ તો છેક મુરખ છે. ચાલો જે બની તે ખરી પછી તેણે દીએરને સમજાવી બધી ગોઠવણ કરી ... દિવસ રહીને પરોણાં વિદાય થયાં, ને સાથે વહુ પણ પીઅર ગયાં.

(૨)

બે ત્રણ મહીના થયા પછી લખમણભાઈ જુદા રહ્યા ડોસી પણ હવે વૃધ્ધ થયાં હતાં. તેમણે કરમણને કહ્યું કે, હવે તું તારી વહુને તેડી લાવે તો સારૂં. ભાઈ કહે કે જાઉં તો ખરો પણ રસ્તો લાંબો તે ભુખ લાગે, માટે તું કંઇ ખાવાનું કરી આપે તો ઠીક. માએ બે ત્રણ રોટલા કરી આપ્યા, ને એક નાના ઘાડવામાં થોડું દહીં આપ્યું. પછી કહ્યું કે, ભુખ લાગે ત્યારે ખાજે ને

સાચવીને જજે, આ દોહોણી ઘણી રીઠી છે, માટે સાચવજે કે ફુટે નહિ. હારૂં કરી ભાઈ તો ચાલ્યા એ ચાર માઈલ ગયો કે ભુખ લાગી એટલે ખાવાનો વિચાર કર્યો.

બેસીને ખાઇશ તો વખત નકામો જશે આ દોહોણીને દોરી તો બાંધેલી છે. તે ગળામાં ભેરવી લઉં ને ખોળામાં રોટલા રાખી ખાતાં ખાતાં ચાલું, તો ખાવું અને ચાલવું એમ બંને કામ સાથે થશે. અને સાંજ પડતાં સુધીમાં ગામમાં પહોંચી જવાશે આમ કરી ને ચાલ્યા અને સાંજ પડતાં ગામની નજીકમાં આવી પહોંચ્યા. હજુ થોડો રોટલો અને દહીં બાકી રહ્યું હતું. વિચાર કર્યો કે હવે આ રોટલાને ચોળીને દહીંમાં નાખીને ઝટ ખાઇ લેવું જોઇએ આમ વિચારી રોટલો ભાંગી ભુકો કરીને દહીંમાં નાખ્યો ઉતાવળ કરવા માટે બંને હાથ ઘાલી સામટું બહાર કાઢવા માંડયું. દોહોણી નું મોં સાંકડું તેથી હાથ નીકળ્યા નહિ. હવે હાથ શી રીતે કાઢવા તે મોટા વીચારની વાત થઇ. હાથ નીકળતા નથી. માએ દોહોણી ફોડવાની ના કહી છે. જો ફોડીશ તો મા વઢશે, અને આવે વેશે ગામમાં જઇશું તોપણ હાંસી થશે, હવે શું કરવું ? આતો મોટી આપદા આવી પછી કોઇ વિચાર કરી દહોણીમાંજ હાથ રાખી એક

ખળા તરફ ઉંચા લઇ જઇ ઉપર જેમતેમ પીછોડી ઢાંકી ગામમાં પેઠા, અને સસરાંના બારણા આગળ આવી પહોંચ્યા. બારણે ઓટલા ઉપર એક ખાટલો ઉભો કરેલો હતો. ઘરના માણસો ઢોરને બાંધવામાં અને એવાં બીજાં કામોમાં લાગ્યાં હતાં. ભાઇએ તો પગથી ખાટલાને પાડયો, અને તે ઉપર બેઠા, ખાટલો પડવાનો અવાજ સાંભળી ઘરમાંથી પુછયું કે કોણ છે ? કોઈ નહિ. કોઇ નહિ તે કોણ ! એ અમે અમે તે કોણ ! એ અમે તે તમારાજતો એની વહુએ અવાજ પારખીને પોતાની માને કહ્યું કે એતો એ આવ્યા છે. એટલે પૂછયું કે કોણ કરમણભાઈ કે ? એ ઓહવે જમાઇ આવ્યા જાણી ઘરમાં ધમાલ ચાલી; સાળાએ આવી પાંતરા તમાકુની ડબી મુકી નાહવાનું પાણી થયું કે સાળાએ આવીને કહ્યું કે નાહીલો, વાળુનો વખત થયો છે. ભાઇ કહે ઉંહું નથી ભુખ્યા. પણ કહેતા નથી કે હાથ સલવાયા છે. વાર થઇ એટલે સસરાએ આવીને સમજાવ્યા પણ ભાઇ માને નહિ. સસરાએ વિચાર્યું કે જમાઇ રીસાયા છે. માટે કંઇ આપીને મનાવવા જોઇએ એમ જાણી કહયું કે ઉઠો બળદ જોડીને એક ગાડું આપ્યું માનો. ભાઇ કહે ઉંહું અહ્યા અનાજ ભરીને આપ્યું પણ ભાઈ એક ના બે થયા નહિ આખરે સસરાએ થાકી ગુસ્સે થઇ

ઘરમાં જઇ પોતાની વહુને કહ્યુ કે, એ મારી હકુરીને અત્યારે ને અત્યારે વિદાય કર હું કીયારનો કઈ કઇની થાકી૊ પણ એતો માનેજ નહિ ને એ હું કામનું? એને કાઢ છોકરીએ જાણ્યું કે આતો ખોટું થશે તેણે પોતાની માને કહ્યું કે તું બાપાને ધીમાં પાડ. હું હમ-જાવીને તેડી લાવુ છું. એમ કહીને બહાર આવીને કહ્યું કે, આ મારા ભાઇના હારા એ નકામી માથા ફોડહાની કરાઇવા કરે! તે કહેતો જોની આ તારા બાપના હાથ હલવાઈ ગયા સે તે બાઇએ જોયું ને કહ્યુ કે, એમાં હું મોટી વાતસે? સામી વાડે એક મોટો સફેદ પથરો પડેલો છે, ત્યાં જઈ તેની સાથે હાંલ્લી પછાડો કે ફુટી જશે. પેલો કહે માએ કહ્યુ છે કે હાંલ્લી રીઢી છે, માટે ફોડતો નહિ. ફોડી નાખું તો ગા વઢે કેની? એવી એકની બે અપાવા-વહેલા થાઓ. બધા કીયારના ખોટી થાય છે. પેલા ભાઇતો ઉઠયા ને સામી વાડ તરફ ગયા. રાતનો વખત હતો. ચંદનું આછું અજવાળું પડતું હતું. એટલે વાડના ઓથામાં રહેલી વસ્તુની બરાબર સમજ પડે એમ નહોતું. વાડ આગળ એક ગોરજી દિશાએ જવા બેઠો હતો ઠંડીનો દિવસ હતો એટલે તેણે એક સફેદ ચાદર માથે ઓઢી હતી, અને નીરાંતે બેઠો હતો કરમણભાઇએ જાણ્યું કે વહુ એ જે સફેદ

પથરો કહ્યો છે, તે આજ હોવો જોઈએ. એમ જાણી તેના માથા સાથે જોરથી બે હાથ પછાડયા. હાંલ્લી તો ફુટી ગઈ. પણ વાગવાથી ગોરજીતો બાપરે બાપરે કરીને ઉઠયો, ને જીવ લઈને નાઠો કરમણભાઇએ જાણ્યું કે આ તો ભુત છે. તે પથરો થઇને બેઠો હોશે. તેથી તે પણ બીધ.ને ઓ બાપરે બાપરે કરીને નાઠો. વહુએ જાણ્યું કે આણે વળી કાંઇ મોકાણ માંડી પછી તે તેનો ઘરમાં લઇ ગઈ ને બધાનો આનંદ થઈ રહ્યો.

(૩)

બીજે દિવસે સસરાએ ગાડું અનાજથી ભરી બળદ જોડી આપી જમાઇને રાજી કરી વિદાય કર્યો. ધણી ધણીઆણી બન્ને આનંદમાં ચાલ્યા જાય છે. રસ્તે ચાલતાં કરમણભાઇને એક ઓળખીતો ડોસો મળ્યો કરમણભાઇએ તેને પોતાના ગાડામાં બેસાડી દીધો. કાકા ભત્રીજો વાતો કરતા ચાલ્યા જાય છે. એવામાં બાઈને પેશાબ કરવાની હાજત થઇ. ગાડામાં વડીલ માણસ બેઠેલા હોય તો વહુ માણસ શી રીતે ધણીને પણ કહી શકે ? ત્યારે હવે શો રસ્તો કરવો ! બાઇએ વિચાર્યું કે જરાવાર નીચે ઉતરી ઉપર જવામાં શું વાર લાગવાની છે ? એમ ધારી તે ગાડાની પાછલી બાજુએથી નીચે ઉતરી. પણ કહેવત છે કે 'માણસ એકુ મુતરવા, અને

છેટું પડયું ખેતરવા." એવો ખેલ બન્યો. કરમણભાઇ તો પાછળ જોતાજ નથી. થોડુંક આગળ ચાલતાં રસ્તો વાંક વળતો હતો અને થોડુંક આગળ ચાલતાં બે રસ્તા ફાટતા હતા. બાઇ ઉઠીને ચાલીને આ રસ્તા ફાટતા હતા ત્યાં સુધી આવી. પણ હવે ગાડું કેણી તરફ ગયું તે શી રીતે જણાય? બાઈ વિચાર કરતી ઉભી છે. એવામાં એક ગરાસીઓ સાંઢણી ઉપર સ્વાર થઇ પાછળ થી આવી પહોંચ્યો, એકાંત અને રૂપાળી બાઇ જોઇ ગરાસીઆની ડાઢ ગળવા લાગી. તેણે બાઇને જબરાઇથી પકડી સાંઢણી ઉપર બેસાડી. અને પોતાના ગામ તરફ ચાલવા માંડ્યું. કરમણભાઇ સાથે જે ડોસો હતો તે પોતાના ગામ આગળ ઉતરી ગયો હવે કરમણભાઇ એકલા હાંકયા જાય છે, પણ ગાડામાં કોઇ પાછળ બેઠું છે કે નહી તે જોયાવગર હાંકયેજ ગયા, અને ઘેર આવી ગાડા માંથી ઉતરવા લાગ્યા. ગાડું બારણા આગળ આવી ઉભુ જાણી અડોસી પાડોસી બહાર આવ્યા ને પુછવા લાગ્યા કે ઘેર આવી પહોંચ્યા? આ ગરબડ જાણી ઘરમાંથી ડોસી બહાર આવ્યા. કરમણભાઈએ માને પુછ્યું કે કેમ મા આવી! માએ કહ્યું કે હું તો આવેલીજ છું તો. ભાઇ, પણ વહુ ક્યાં? ભાઇ કહે કેમ ઘરમાં આવી કેની! ડોસી કહે ના રે ભાઇ ઘરમાં તો નથી આવી. બધા હસવા લાગ્યા કે વહુને ક્યાં મુકી આવ્યા મા કહે જોજો નહીએ તપાસ

કર, વખતે આવતાં ત્યાં ઉતરી હોય તે તું ગાડું હાંકી લાવ્યો હશે. ભાઇ નદી વિગેરે ઠેકાણે જોઈ પાછા આવ્યા પણ વહુ તે ક્યાંથી મળે ? આખરે આમ તેમ ફરી પાછા આવ્યા. લોકો હસવા લાગ્યા અને બોલ્યા કે 'ભાઇ આણે તો ગયા પણ વહુ ભૂલી આવ્યા.' સંપૂર્ણ

# રીતને ખાતર.

સંમુખરાય કલેક્ટરની ઓફીસમાં નોકર હતા. તેમનો પગાર અને પદવી તો સાધારણ હતાં પરંતુ વડિલો પાર્જિત મિલ્કત હોવાને લીધે એમનું કુટુંબ પઇસાદાર ગણાતું હતું.

એમની પુત્રી જ્યોતીરેખાને એમણે હમણાંજ પરણાવી હતી. એના શરીર પરથી હજી પાનેતર ઉતર્યું નહોતું જમવા આવતા પતિને છુપી છુપી બ્હારીના તડમાંથી હજી જોતી અટકી ન હતી અને એકલી છતાંય પોતાનાથી હજી શરમાતી રહી ન હતી.

“મ્હારે કદાચ એમને બોલાવવા પડે તો શું કહીને બોલાવવા! ‘વહાલા’ તો એકલા મન સાથે બોલતાં કઇએ ત્યારે કહેવાય, ‘પ્રાણનાથ’ કહેતાં તો શરમ આવે

છે. નામ દઇને બોલાવાય નહિં. વરને તે વળી 'એ' કહીને બોલાવતા હશે!–પણ એ મ્હને શું કહીને બોલાવશે! એ જે કહેશે તેવી રીતનું ફેરવીને હું કહીશ." આમ એકલી એકલી શરીરમાં અને હૃદયમાં નવા પડેલા સંસ્કારને પ્રગટ કરતી હતી.

મધુમત બી. એ. માં અભ્યાસ કરતો હતો. સારાં સારાં ઇંગ્રેજી, ગુજરાતી, સંસ્કૃત સાહિત્યના પુસ્તકો અભ્યાસના તેમજ બહારના વિષયો તરીકે વાંચ્યા હોવાથી સ્વભાવ શાંત અને સહનશીલ થયો હતો. ભવિષ્યમાં પત્નિને શું શીખવાડવું, માતપિતા સાથે મ્હારે અને મારા ...ત્નીએ કેવીરીતે રહેવું એની ગોઠવણો એણે કલ્પનામાં કયારનીએ કરી રાખી હતી. અવિભકત કુટુંબ એક આશીર્વાદ છે, ઉછળતા લોહીની સ્વતંત્રતા ઉપર એક અંકુશ છે વિગેરે લાભો એની નજર આગળ હંમેશ ખડા હતા. અને જ્યોતીને પણ સહનશીલ થવાનું એની માતા અથવા બ્હેનના મ્હેણાં સાંખવાનું ખાસ કરીને મ્હારે શીખવવું, એ વિચાર કોલેજમાં જતાં યુવાવસ્થામાં સંચરતા પથિકને વારંવાર આવતા હતા.

મધુમત અને જ્યોતીના લગ્નને આજે પાંચમો દિવસ છે. જ્યોતીના લગ્નની સાથેજ ત્હેના નાનાભાઇને જનોઈ દેવામાં આવ્યું હતું અને તે પ્રસંગનું આજે

જ્ઞાતિને જમણુ છે. એમની ન્યાતમાં એવો રિવાજ છે કે મંગળીક પ્રસંગના જમણુને દિવશે જમાઇઓને અમુક રૂપિયા જમી રહ્યા પછી આપવા. કાઢી નાખવા ધારેલા રિવાજોમાં સન્મુખરાયને આ પહેલોજ અટપટો લાગ્યો. રૂપિયા આપવા અને આપણે ઘેર તેવોજ પ્રસંગ આવે ત્યારે વ્હેવાઇને ઘેરથી લેવા. તેના કરતાં આ રિવાજ કાઢી નાખ્યા શા ખોટા ? "આપીએ તોએ ઓછા પડે અને દર વખત કયાં યાદ રાખીએ કે ફલાણી છોકરી વખતે કેટલા આપ્યા હતા ? મારે છોકરીઓ રહી પાંચ અને હું એમ આ વ્યવહાર કરતો રહુ તો પાર કયારે આવે માટે જમાઇને નહિ આવવું હોય તો નહિ આવે. સાંજે એ શબ્દો ઘેર જઇને કહી આવીશું." વિગેરે વિચારોથી એમણે આ વ્હેવાણું ન કરવું એમ ગોઠવ્યું.

રાત્રે એવુંજ બન્યું કે "મધુમનને એના માબાપે નજ મોકલ્યો. સન્મુખરાયે કેટલુંએ સમજાવ્યું. પણ એ એકના બે નજ થયા. સન્મુખરાય તો દૃઢજ હતા. આમાં કોઇ ન્યાતનો નિયમ ભાગ્યો નથી જેથી આખી ન્યાત આમાં વાંધો લઇ શકે-સૌ સૌના ઘરનાં રીવાજ છે." એટલે એમણે મધુમતને નજ રૂપિયા આપ્યા.

"આજ રૂપિયા હું ત્હમને બીજે પ્રસંગે આપીશ પણ આ રિવાજ મ્હારે દુર કરવો છે એટલે-ત્હમે પણ

સમજો છો ને આવા નાના રિવાજોથી આપણાં લગ્ન જનોમાં કેટલાં કેટલાં મુશ્કેલ થઇ પડયાં છે. કંઇ ભુલી જવાય તો લોકો નિંદા કરે મારે ઘેર કોઇ મેરૂં છે નહિ કે આ બધુ યાદ રાખે. માટે—આપ વિચાર કરી સર્વ બધારો તો સારૂં " પણ પતિના આગ્રહથી મધુમતના પિતાએ નાજ કહી અને 'ભૂલ કરો છો આમાંથી પરિણામ વિપરીત આવશે." વિગેરે સમર્થના શબ્દો કહ્યા. સન્મુ શય કાંઇ કહે તેવા નહોતા. એટલે મધુમત વગર ન્યાત જમી વિદાય થઇ. અને તે સાથે લગ્નના પ્રસંગનો પણ અંત આવ્યો.

(૨)

"તમે તો બહુ મસ્તીખોર છો. શેઠ. આમ પજવો છો તેથી મ્હારી સાડી ચુંથાઇ જશે અને ચાંદલાં ભુસાઇ જશે. જરા ખસો હું બદલીને આવું છું."

મધુમતના ખંડમાં અટકચાળું કરતા પતિને જુઠા ક્રોધે જ્યોતરિખા ઠપકો દેતી હતી. મધુમત તેમ તેમ વધારે વ્હાલ રેડતો હતો. જ્યોતીરેખાને અહીં આવ્યે દસમો દિવસ હતો સગાને ત્યાં જનોઇ હતું ત્યાંથી હમણાંજ મધુમત પાસે આ ઉપર ગઇ હતી, કપડાં બદલવાની તઇયારી કરતી હતી, એટલામાં 'જ્યોતિરેખા! માછાં એટલામાં ઉપર શું દોડયાં. અહીં હાલ બધી જશે

એનું કંઇ છે? જરા પરવારીને અડયાં હોત તો કંઇ હેત ઉઠ્યાં ન થાત. આવો હેઠાં." દાળ ન્હોતી ઓરી છતાં પજવવાને ખાતર મધુની મોટી બેન તડુકી.

એકદમ ઢીલા પડી ગએલા મધુમતના હાથમાંથી છુટી થઇ ઉતરી ગએલા મુખ સાથે નીચે ઉતરી સાડી બદલી ઓરડીમાં ન્હાવા ગઇ. એટલામાં કિશોરમવરી—જ્યોતીરેખાનાં સાસુ—આવ્યાં રસોડા તરફ નજર નાખી લાકડાં બળતાં અને આધણ ઉકળતું હતું. ઘેર રહેલી છતાં કમળાએ દાળ ઓરી નહોતી "ધણીઆણી આવશે ત્યારે ઓરશે" એમ કરી બધું જેમનું તેમ રહેવા દીધું.

"કેમ કંઇ હજી ઠેકાણું નથી?" કિશોરમવરીએ સાસુની રીતે ગંભીરતાથી—મ્હોટપણથી ધીમે સાદે પુછ્યું "મચાં'તાં ધણીને મળવા ક્યારની કહું છું કે બેન વઢશે તાએ ગણકારે છે કોણ? પેલોયે રોયો બાયલો થઇ ગયો છે. ભણવું નહિ ગણવું નહિ ને આ બાયડીની જોડે વાતો કરવા બેઠા," કમળા પાછી ઘુરકી.

નાહી જ્યોતીરેખા બહાર આવી. રસોડામાં રાંધવા પેઠી. કમળા આપ હવે કરવા ઉભી રહી જોકે કશું પણ જોઇતુ હોય તો ખસતી નહિ?

કમળા આશરે સતાવીસ વર્ષની હતી. એનો વર એક સાધારણ કારકુનની નોકરી કરતો હતો, એટલે

પોલકાં સાડીના લાડ તો એ ક્યાંથી લડાવે? જયોતી પઈસાદારનો છોકરી સારાં સારાં ઘરેણા પ્હેરે--ઉંચી ઉંચી સાડીઓ પહેરે તે કાંઇ નણંદથી ખમાય? લાગ આવે ત્યારે બન્ને મા દીકરી જયોતીરેખાને સંભળાવવાને ચુકતી નહિં.

"જયોતીરેખા! આ વીંટી કેટલાની છે?" આંગળી-પરની નાગની હીરે જડેલી વીંટી જોઇ કમળા બોલી.

'પીસતાળીસ કે પચાસની છે. મને બરોબર ખબર નથી.' જયોતીરેખાએ જવાબ આપ્યો.

'તે બાપને વ્હેવાણના રુપિયા આપવા તો મળતા નથી ને વીંટીઓ પટકાવીને શું જોઇને ફરો છો?"

જયોતી કાંઇ બોલી નહિં માત્ર મનમાં જરા લાગ્યું હોય તેમ એના મોં પરથી જણાયું સાસુ સસરા નો હુકમ નહોતો. કારણકે જુનું વેર લેવાનો એ શિવાય બીજો એકે માર્ગ ન હતો--ગાળો અને મ્હેણાં દીધાં શિવાય જો કદાચ કહ્યા વગર જાયે તો પાછી પેસવા દેવામાં નહિ આવે એમ ખાસ બીક લાગી હતી શરૂ-આતમાં છોકરીઓને સાસરૂં કેદખાનું હોય છે. પતિ પાસે તો રાત શિવાય બેસાય નહિ, એટલે કહ્યાવારે પાછી ઉન્હુ મુકવાથી તે રાત્રે "ઢાંકોઢુમો" કર્યા સુધી સાસુ અને નણંદોનાજ કબજામાં રહેવાનું કમળા સાંજે ચાર રે

જઇ ન્હવારે નાસી આવતી કારણકે પોતાને એક વિધવા નણંદ હતી તેનેજ રાંધવાનું અને બીજું ઘરનું કામકાજ સોંપી દીધેલું. સાસુ સસરા હતા નહિ એટલે ત્યાં નણંદ ઉપર પોતે સારી રીતે રોફ ચલાવતી એની નણંદનો પતિ નિર્ધન હતો એટલે પાછળ કશું પણ મુકતું નહિ. આથી ગરીબ બિચારી બહેનને આ ભાઇ અને ભાભી શિવાય કોઇપણ વિશ્રામસ્થાન ન હતું.

૩

" જુઓ જ્યોતી ! આમ રડાતુ હશે કે ? આમ જુઓ —નહિં માંનો કે મ્હારૂં કહ્યું ! નહિ માનો કે મારૂં કહ્યુ ! એક દિવસે શતના ખોળામાં માથુ મુકીને રડતી જ્યોતી રેખાને મધુમત સાન્ત્વન આપતો હતો. "

આંસુ લુછી, " મારા બાપે રીત ન કરી તેમાં મારો શો વાંક ? "

"ત્હોયે એ કહે તે સાંભળવું. મ્હોટાં છે કહે. મને કાંઇ ઓછું કહે છે એમના પોતાના ઘરનો છું તોપણ ? —હજી તો મહિનોએ પૂરો નથી થયો. આમ રોશો તો પારે નહિ આવે. "

" રોવું તે ન આવે ?" કહી જ્યોતી રડી ગઇ અને રડતાં રડતાં "મારા નાનાભાઇને તાવ આવે છે અને બળીયા નીકળ્યા છે પણ ઘેર જવાનું નહિ. કોણ એની સંભાળ

ત્યાં લઇ જા ! મ્હારામાં મ્હોટી હું" કહી મધુના ખોળામાં ભાન ભુલી જઇ ધ્રુસકો મુકયો.

"હો બેઠા થઇ જાઓ હું પાણી લઇ આવું મ્હોં ધોઇ જરા પાણી પી લો. પછી બધી વાત કહો. મારા ગયા પછી શું થયું હતું?" ખોળામાંથી જ્યોતીનું માથું ઉંચુ કરી પગ ખેંચી લીધો અને પાણી લેવા ઓરડા બ્હાર નીકળ્યો ત્યાં તો કિશોરગવરી બારણા આગળથી ધીમે ધીમે દાદરા તરફ જતા જોયાં.

'હા બા. પંપાળ શું ત્હારે. પાણી લેવા આવ્યો છે રોયો બાયલો જરા શરમ છે! રોઇ એમાં શું થઇ ગયું ? કાં ! કુળ તો નથી ગરી જતાં ને ? " છાનીમાની બારણા પાસે ઉભી રહી મધુમતની માતા મધુ અને જ્યોતી વચ્ચે શું ચાલે છે તે સાંભળતી હતી. આ કેવું કહેવાય તે તો વાંચક સ્હમજે છે.

બીજે દિવસે સ્હવારમાં ના કહેલી છતાં પણ ભાઇ ઉપરના હેતથી જ્યોતીરેખાથી ન રહેવાયું. "બ્હેન ? મ્હારો ભાઇ બહુ માંદો છે અને મ્હારી બહેનો બિચારી નાની છે તે કોણ એને પાણી પાય એવું છે ? ત્હમે કહો તો હું જાઉં." દીન સ્વરે જ્યોતીએ પૂછ્યું.

"જાઓ જવું હોય તો" જવાબ મળ્યો. તેટલામાં "છો મુઇને લાજ. જા કહ્યું એટલે જા લીધાં. શા હેતે આપને ઘેર જવાનું મન થાય છે ! છાતી ઉપર વ્હાલ

ઉભરાઈ જાય છે તે મધુને કોઈ દહાડો જમવાનું એ કહેવાનું સાંભરતું નથી. લાજ વગરનીજ છે. સંસ્કારનું લાંછન ત્હેને ન અડે. નાત તો ચુંટીને ખાઈ જાય છે. એથી નથી જવું." બિચારી ઉત્સાહ ભરી તૈયાર થઈ હતી ત્યાં સાસુએ મ્હેણું મારી રોકી.

એનું તો શું જ ચાલે? કયો ઉપાય તેના અથવા મધુના હાથમાં હતો કે જેથી કિશોરીનો સ્વભાવ ફરે. મધુ કાંઈ આમન્યા મુકી કહેતા જાય તો તેના ઉપર પસ્તાળ પડતી. મધુના પિતાનું તો ચાલેજ શું? બૈરાંની વાતમાં તમારે ન પડવું. જાઓ સીધા કચેરીમાં નહિં તો જોવા જેવી થશે." આ શબ્દો સાંભળી 'શેઠ તમારા દહાડા' કહી, કંકાસનું મોં કાળું કરી બિચારા રસ્તો પકડતા.

મધુમત્ત હજી અભ્યાસમાં હતો. સ્વતંત્ર આવક હોય નહિ એટલે શી રીતે છુટા પડીને પણ ઘર નભાવે. અભ્યાસ પૂરો થવા આવેલો છોડી પણ શી રીતે શકાય? વળી કુટુંબથી જુદા રહેવું કેટલું અઘટિત છે? માબાપે પાળ્યાં પોષ્યાં શિક્ષણ આપ્યું અને તેનો આપણે આવો બદલો આપવો? આટલી ન્હાની વયમાં ઘર જુદું લેતાં લોકો શું કહે? ભણેલાઓ સ્વતંત્ર મિજાજનાં હોય છે. ઇંગ્રેજી કેળવણીની છાપ Individualastic (સ્વાર્થ સાધક) હોય છે એ આરોપ તેના પર ન આવે? ગમે તેમ કરીને પણ આ સહન કરવું એજ એનો નિશ્ચય હતો.

આર મુકતાં ફુલ ફેંકી તો નથી દેતું પણ ઉપાડવા જતાં મુંદાઇ તો જરૂર જાય છે.

બે વર્ષ પછી જયોતીરેખાને સીમંત આવ્યું. આ પ્રાય આ વખત સારી રીત કરી સન્મુખરાય વ્હેવારને સંતોષ દેશે એમ લોકોને આશા હતી, પણ એક દિવ જ કાઢયો અને તે કરતાં આટલું સહન કર્યું તો વળી બીજાને પાછો રસ્તો આપી ભુસી નાંખવો એ ઠીક નહિ એમ એમણે વિચાર નકકી કરી રાખ્યો હતો. સીમંતના સંસ્કાર થઇ ગયા. થોડાક વખતમાં મધુના કુટુંબમાં એક બાળકની વૃદ્ધિ થઇ. જયોતીરેખાને ઉત્સાહ કે હર્ષ ના શાનાજ હોય ? સારવાર તો સાસરે સાસુ અને નણંદ કરે એટલે આ અવસ્થામાં જરૂરનાં પોષકતત્વો મળ્યાં નહિ. જેમ તેમ કરીને બીચારીએ દિવસ કહાડયા. શરીર તદન દુર્બળ થઇ ગયું હતું. બાળક પણ માતા પાસેથી કાંઇ મળે તો પુષ્ટ થાય ને મહિના પછી તેની સ્થિતિ બગડી ગઇ. વાત કરનાર બ્હેનપણી ન મળે. મધુમતથી તો અવાયજ શાનું ? ક્ષયરોગ લાગુ પડયો. અસાધ્ય સ્થિતિ થઇ ત્યારે સન્મુખરાયને ત્યાં મોકલવામાં આવી. મહિના પછી એ દેવલોક પામી અને પહરાણે જળવાયલું બાળક પણ ત્રણ દિવસ રહી ગુજરી ગયું.

મધુમત અને સન્મુખરાયના કુટુંબે કલ્પાંત કર્યું. સંપૂર્ણ

અમૃતબિન્દુ ઓફીસ —નડીઆદ.

ચારૂતરનું "અમૃતબિંદુ" આજે ૧૬ વર્ષથી એક ઘર ગથ્થુ દવા તરીકે દરેકને માનીતી દવા થઇ પડી છે, નાના નાનાં ગાંમડાથી મોટા શહેરોમાં પણ આજે અમૃતબિંદુ અજાણી નથી. દવાના વેપારીઓ દરેકે દરેક પોતાની દુકાનમાં અમૃતબિંદુ રાખેછે અને દરેક માણસ પોતાની નજીકના કેમીસ્ટને ત્યાંથી તે ખરીદી શકે છે, પરંતુ તે માટે ખાસ ચેતવણી આપવાની કે કેટલાક દગાબાજ વેપારીએ બનાવટી દવા તમારે ગળે નહી ઓળવી દે તેની સંભાળ રાખજો.

ચારૂતરનું અમૃતબિંદુ એ નામ તથા બાજુમાં બનાવ્યા પ્રમાણે માલેકની સહી અને રજીસ્ટર્ડ નંબર ૮૪૧ ૧૦ દરેક શીશી ઉપર જોઇ ખાત્રી કરીને પછીજ ખરીદ કરજો કે જેથી તમોને ખરો માલ મળે અને તમારા પૈસા ઉગે 'અમૃતબિંદુ' એક સીસીની કીંમત રૂ. ૧I છે. વી. પી. થી રૂ. ૧II= પોષ્ટેજ સાથે છે. ૩ શીશીના રૂ, ૪I= અને ૬ સીસીના રૂ ૮)= પોષ્ટેજ વી. પી સાથે

મ્હોં આવવું—ગમે તે કારણથી મોં આવ્યું હોય અગર જીભ કુલી ગયાં હોય મોંમાં ચાંદાં ધારાં પડયાં હોય, બધું એ ચાર વખતમાંજ મટી જાય છે

ઉપયોગ—૦I તોલો કમાખચીની (ચીણી બાબા) બારીક વાટી તેમાં માત્ર એકજ ટીપું અમૃતબિંદુનું નાંખી મેળવી મોંમાં ચોપડવું અને મોં ગળતું મુકવું, (લાળ જવા દેવી) એ રીતે દીવસમાં ત્રણ કે ચાર વખત કરવું

ગરમી, પ્રમેહ કે એવા કોઇ રોગથી મોં આવી ગયું હોય અને તે મટતું નહીજ હોય તો જસમાર'નનો સારસા[illegible] બે ત્રણ શીશી પીવાથી જરૂર મટે છે.

## અજીર્ણ

સર્વ રોગનું કારણ અજીર્ણ—બદહજમી છે માણસને જ્યારે ખોરાક ઉપર અરૂચી થાય છે ત્યારે જાણવું કે રોગની શરૂઆત થઈ ચુકી છે માટે તેનો તત્કાળ ઉપાય કરવો. ગમે તેવા અજીર્ણમાં અમૃતબીંદુનાં માત્ર બેજ ટીપાં ઘણી સારી અસર કરે છે, એકજ દીવસમાં કકડીને ભુખ લાગે છે અને કોઈ પણ પ્રકારનો ખોરાક ખુશીથી જરપત કરી શકાય છે. જો પંદર દીવસ લાગલાગટ બેબે ટીપાં ચારૂતરનું અમૃતબીંદુના લેવામાં આવે તો હંમેશ કરતાં ડબલ ખોરાક ઉડાવી શકાય છે ને તે પાચન કરી શકાય છે,

ઉપયોગ—રોજ બન્ને વખત જમ્યા પછી એક ચમચા પાણી સાથે અથવા દસ ટીપાં સુંઠના અર્ક સાથે બબે ટીપાં અમૃતબિંદુ પીવું, સુંઠનો અર્ક અગર હમારે ત્યાંથી મંગાવશો તો દર શીશી દીઠ રૂ ૦॥ પડશે.

## ઝાડા–સંગ્રહણી.

ઝાડા, સંગ્રહણી, કોલેરા, અતીસાર, ઉલટી એ રોગોમાં ચારૂતરનું અમૃતબિંદુ ઘણીજ અકસીર દવા છે, દીવસમાં ૧૦-૧૦ વખત ઝાડા થતા હોય, પાતળાં પેટ આવતાં હોય, ખાધું કે તુરત ઝાડા છુટી જતા હોય, કે સાધારણ ઝાડા થતા હોય, ટુંકમાં જેને ઝાડાનો રોગ હોય તેણે પહેલી તકે અમૃતબિંદુનો ઉપયોગ કરવો. એકજ દિવસમાં તે ખાત્રીપૂર્વક આરામ પહોંચાડે છે. ઉલટી શરૂ થતાની સાથેજ જો અમૃતબિંદુનો ઉપયોગ કરવામાં આવે તો પાંચ દશ મીનીટમાં ફાયદો પહોંચાડે છે. જ્યાં જ્યાં કોલેરાનો સંભવ હોય અથવા ઉપરા છાપરી જમ-

ચાર ચાલતાં હોય, યાત્રામાં થંડા પાણીમાં સ્નાન, ખોરાકનું અનીયમીતપણું અને રખડપટ્ટીથી શરદી લાગી ઉપરના રોગ થવાનો સંભવ છે. તેવે સ્થળે એક એક શીશી અમૃતબિંદુની ગજવામાં રાખવી તે ઘણું ડહાપણ ભર્યું છે પોતાનો અને બીજાનો કીમતી જાન બચાવવા માટે હરેક ગ્રહસ્થની ફરજ છે કે તેણે અમૃતબિંદુની એક શીશી ગજવામાં રાખવાની હંમેશાં કાળજી રાખવી.

ઉપયોગ—દીવસમાં બે થી ચાર વખત અથવા ઘણા ઝાડા ઉલટી હોય તો દર કલાકે ચાર ચાર ટીપાં અમૃતબિંદુ થોડા પાણી સાથે ઝાડા ઉલટી બંધ થતાં સુધી લીધાં જવું. અથવા વધારે જરૂર જણાય તો અંદર બબે ટીપાં લવિંગનો અર્ક નાંખવો. લવિંગનો અર્ક રૂ. ૦।। ની એક શીશી એ પ્રમાણે હમારે ત્યાંથી મળી શકશે.

## ચુંક, આંકડી, પેટદર્દ, મરડો.

ઠંડા પાણીમાં રહેવાથી, ખોરાકની સંભાળ નહી રાખવાથી કાચડી ચીજો ખાવાથી, તેલમાં તળેલા પદાર્થ અગની ગળચીને ખાવાથી, ભુખ ન હોવા છતાં ખોરાક લેવાથી અને બીજા અનેક કારણોથી પેટમાં ચુંક અથવા આંકડી પેદા થાય છે તથા ઝાડો રમજ થાય છે અને કેટલીક વાર તો એટલી બધી ચુંક આવે છે કે તે સહન થઈ શકતી નથી, દરદી આસપાસના માણસોને ગભરાવી મારે છે, તેવા વખતે અમૃતબિંદુનાં માત્ર બેજ ટીપાંથી જાદુઈ અસર થાય છે, માત્ર ૧૫ મીનીટમાં દર્દ હટી જાયછે અને એક કે બે દીવસ દવા ચાલુ રાખવાથી પ્રકૃતી પાછી અસલ હાલતમાં આવી જાય છે.

ઉપયોગ હર કલાકે આંકડી બંધ થતાં સુધી બેબે ટીપાં અમૃતબિંદુ એક એક ચમચા દુધ યા પાણી અથવા વલીયારીના અર્કનાં દશ ટીપાં સાથે લીધા કરવી. તેમજ પાવલી ભાર તબાખીર (છીકણી) માં ૧ ટીપું અમૃતબિંદુનું મેળવી ડુંટીમાં ભરવી. વલીયારીનો અર્ક એક શીશી રૂ. ૦।। એ હમારે ત્યાં પણ મળેછે. અમૃતબિંદુ માત્ર પેટે ચોળવાથી પણ ચુંક મટે છે.

## ખાંસી, દમ, શ્વાસ.

ખાંસી–દમ, શ્વાસ, ક્ષય, બાળકોનું ઉંટાટીયું વગેરે છાતીનાં દરદો ઉપર અમૃતબિંદુ ઘણી અસરકારક દવા છે. બે ત્રણ દીવસ દવા ચાલુ રાખવાથી જરૂર આરામ પહોંચે છે

ઉપયોગ–બે બે ટીપાં અમૃતબિંદુ રોજ સવાર સાંજ એક ચમચા દુધ અથવા અરડુસીના રસ સાથે પીવું તથા આઠ તોલા તલના તેલમાં ચાર આની ભાર અમૃતબિંદુ મેળવી શીશીમાં ભરી રાખવું અને રોજ તેમાંથી થોડું છાતીએ ચોળી ઉપરથી ગરમ કપડાનો શેક કરવો. તથા શીશી મોં પાસે ખુલી રાખી દમ ખેંચવો. દમ ખેંચવાથી તત્કાલ લાભ થાય છે

## શીરદર્દ, આધાશીશી, સળેખમ.

માથાને ગમે તેવો સખત દુખાવો, સણકા, ચસકા, આધાશીશી વિગેરે રોગોમાં અમૃતબિંદુ ખાત્રી ભરેલી દવા છે માત્ર બે પાંચ મીનીટમાંજ પુરો આરામ થઈ જાય છે. જાણે કદી માથું દુખતુંજ નથી. તાવમાં પણ જ્યારે માથું દુખતું હોય ત્યારે આ દવાથી માથું દુખતું તો મટી જાય છેજ. ગમે તેવો સખત દુખાવો પાંચ મીનીટમાં સાફ થઇ જાય છે. ગામરના દરદીએ પણ અમૃતબિંદુનું સેવન કરવું કે જેથી તેઓ ખાત્રીથી દાખલો મેળવી શકશે.

ઉપયોગ—એક ટીપું કપાળ ઉપર ચોળવું. પાંચ મીનીટમાં આરામ નહી થાય તો ફરીથી બે ટીપાં ચોળવાં. સંભાળ રાખવી કે આંખમાં લાગે નહી.

## મ્હોંમાં દુર્ગંધ.

ઘણાં ખાનદાન સારાં કુટુંબની બાનુઓ અને ગૃહસ્થોમાં આ દરદ હોય છે પોતાના મ્હોંમાંથી દુર્ગંધ યુકત વાસ આવવાથી તે પોતાના પ્રીય જનને કંટાળો આપે છે. આ દુખ અસહ્ય છે. ચારૂતરનું અમૃતબિંદુ લેવાથી તે જલદી મટે છે.

ઉપયોગ—દાતણના કુચા ઉપર અથવા ટૂથ બ્રશ ઉપર બે ટીપાં ચારૂતરનું અમૃતબિંદુ નાંખી સહવારે ને રાત્રે સુતી વખતે તેનાથી દાંત સાફ કરવા અથવા ગ્લાસ ભર પાણીમાં ચાર ટીપાં અમૃતબિંદુ મેળવી તેના કોગળા કરવા, તથા પાન ઉપર બે ટીપાં ચોપડી તે પાન ચાવીને ખાવું, અથવા જસમાઈનના સારસા પરેલાના દરેક ડોઝમાં ૧ ટીપું અમૃતબિંદુ મેળવીને પીવું.

## દાંત—દાઢમાં કળતર.

દાંતમાંથી લોહી નીકળવું, દાઢમાં કળતર દંતશુળ, સણકા વીગેરે દાંતના રોગો ઉપર તત્કાળ અસર કરવા માટે ચારૂતરનુ અમૃતબીંદુ ખાત્રી ભરેલી દવા છે, દાઢના સણકાનો રોગ કેટલો ત્રાસદાયક છે તે વીતે તેજ જાણે. એક એક મીનીટ એક એક યુગ જેટલી થઇ પડે છે તેવા વખતે અમૃતબિંદુ માત્ર લગા-

ડવાની ખોટી છે. દાંત કે દાઢને દવા અડતાંની સાથે આરામ થઇ જાય છે. જેમને દાંતનો રોગ અસહ્યથીજ હોય તેમણે રોજ બ્રશ ઉપર એક ટીપું પાડીને તેનાથી દાંત ઘસવાની ટેવ રાખવાથી કદીપણ દાંતની પીડા થશે નહીં. દાઢના સણકા ઉપર જરા પુમડું ભીંજવી કળતરવાળા ભાગ ઉપર લગાડવું અથવા પોલાણ હોય તો તેમાં પુમડું દબાવી દેવું.

### કાનના સણકા.

પરૂ વહેવું, કાનમાં સણકા, કાનમાં દુખાવો, બેહરાપણું, કર્ણશુળ, વીગેરે કાનનાં સઘળાં દરદો ઉપર અમૃતબિંદુનો ઉપયોગ કરવો જોઈએ. એક તોલા ડુંગળીના રસમાં અથવા ૧ તોલા તલના તેલમાં અથવા એક તોલા દારૂમાં માત્ર એક ટીપું અમૃતબિંદુનું મેળવી તેનાં કાનમાં ટીપાં પાડવાનું મટતા સુધી ચાલુ રાખવું.

### સોજો

કાંઈ લાગવાથી, ઘસારાથી અથવા બીજા કોઇ રોગથી શરીરના અમુક ભાગ ઉપર સોજો આવી જાય છે, તેના ઉપર ગારૂતરનું અમૃતબિંદુ ઘણી અકસીર દવા છે. એક અથવા બે વાર લગાડતાની સાથે સોજો ઉતરી જાય છે. ઉપયોગ-દીવસમાં બે ત્રણ વખત બે બે ટીપાં અમૃતબિંદુ મસળવું સંભાળજો આંખમાં લાગે નહી.

### સંધીવા—લકવા

અર્ધાંગવાયુ, સંધીવા, લકવો વીગેરે દર્દ ઉપર ખાસ કરીને અમૃતબિંદુ વાપરવા લાયક છે. સાંધાઓ ઝલાઈ જઈ માણસ ખાટલા વશ કેમ નહી થયો હોય પણ લગાડતાંજ આરામ થતો ખુલ્લો જણાય છે. એકજ દીવસમાં દરદી પોતાને

ભાર જણાય છે. સાધારણ હાથ પગમાં થતો ફાટ, તોડ ચુંથારો. ઝણઝણી, સાંધાઓમાં કળતર થવું. કમરમાં દર્દ બરડાની કરોડમાં દુખારો, સુળ; પાંસળીઓમાં કળતર, છાતીમાં દુખવું, હાથ પગનું ભરાઈ જવું. વિગેરે દરદોમાં સસ્તી કીંમતે જલદી આરામ મેળવવાનો એકલો રસ્તો ચારૂતરનું અમૃતબિંદુનો ઉપયોગજ છે. થોડાકજ કલાકમાંજ તે મન માનતો ફાયદો પહોંચાડે છે ગમે તેવા જુનાં દરદ ઉપર પણ એકજ શીશી પુરતી છે ૧૦૦) રૂપીઆના ખરચે જેઓનો રોગ સારો નહિ થયો તેવા દરદીઓને અમૃતબિંદુની એકજ શીશીએ સંતોષકારક આરામ પહોંચાડયો હતો. એવા એક બે નહિ પણ અનેક દરદીઓ ઉપર તેની અજમાયેશ લેવાઈ છે. અને તે અજમાયેશમાં તે ફતેહમંદજ નીવડ્યું છે સરસવનું અથવા તલનું તેલ, ટરપે-ટાઈન કે ઘાસલેટ એક તોલો લઈ તેમાં ૦॥ તોલો અમૃતબિંદુ મેળવી દુખતા ભાગ ઉપર ખુબ ચોળવું, ઉપરથી ગરમ કપડાનો શેક કરવાથી જલદી આરામ થશે, અગર અગન બળતી જણાય તો અમૃતબિંદુ ૦॥ ને બદલે ૦। તોલો લેવું. જો ટમેક કે ચાંદી, કે વિસ્ફોટક થઇને સંધીવા લાગુ પડયો હોય તો અમૃતબિંદુ ચોળવા ઉપરાંત જસમાઈનનો સારસા પરેલા ખાસ કરીને પીવો. બે કે ત્રણ શીશી જસમાઈનનો સારસપરેલા પીવાથી અને તેટલીજ શીશી ચારૂતરનું અમૃતબિંદુ ચોળવાથી ગમે તેવો હઠીલો સંધીવા ખાત્રીથી આરામ થઇ જશેજ.

જસમાઈનનો સારસાપરેલા ૧ શીશીનો રૂ. ૧॥= અને ત્રણ શીશીના રૂ. ૪)= પોસ્ટેજ જુદો.

## પ્રમેહ.

ગમે તે જાતનો ગમે તેવો પ્રમેહ હશે પણ અમૃત-બિંદુથી તે જરૂર મટશેજ.

ઉપયોગ-રોજ સવારમાં ૧) તોલો વાટેલાં ગોખરૂ ૧ તોલો દાડમડીનાં પાદડાંના રસ. ૧) તોલો દળેલી સાકર તથા એક તોલો ઉગતું જીરૂં ચારે મેળવી તેમાં બે ટીપાં અમૃત બિંદુ નાંખી પી જવું અથવા ૧૦ કે ૧૨ ટીપાં ચોખું ચંદનનું તેલ લઈ તેમાં બે ટીપાં અમૃતબિંદુ મેળવી રોજ સવારમા ચાટી જવું ચંદનનું ચોખ્ખું તેલ હમારે ત્યાંથી પણ મળશે. કીંમત રૂ. ૧ા.

પ્રમેહ મટયા પછી જસમાઇનનો સારસાપરેલા બે ત્રણ સીસી પીવામાં આવે તો ફરીથી એ રોગ ઉદભવતો નથી.

## ચામડીનું - ફાટવું.

શીયાળામાં ઘણું કરીને દરેક માણસના હાથ પગની ચામડી ઓછી વધારે પણ ફાટયા વિના નથી રહેતી. તેવે પ્રસંગે અમૃતબિંદુ વાપરવા લાયક દવા છે.

ઉપયોગ માંખણ, ઘી, તેલ, દીવેલ અથવા વેસેલીન એમાંથી કોઇપણ ચીજ ૦ાા તોલો લઈ તેમાં બે ટીપાં અમૃતબિંદુ નાખી ચોળવું એટલે જલદી આરામ થઈ જાય છે.

વેસેલીનની શીશીની કીંમત રૂ. ૦ા હમારે ત્યાં મળે છે.

બારે માસ જેને ચામડી ફાટતી હોય તેણે તો જસ-માઇનનો સારસાપરેલા બે ત્રણ સીસી પીવી.

## ઝેરી—ડંખ.

[illegible], વીંછુ, મધમાખ, કાંચડ, મચ્છર, કાનખજુરા

વિગેરેના ડંખ ઉપર અમૃતબિંદુ અમુલ્ય દવા છે. હજારો વખત તેની અજમાયેશ લેવાઇ છે અને હજી સુધી એક વખત પણ નિષ્ફળતા મળી નથી. દવા લગાડતાં વારેજ અસર થવા માંડે છે અને પાંચ મીનીટમાં તો દરદનું ચિન્હ પણ રહેતુ નથી.

ઉપયોગ-ડંખ ઉપર એક ટીપું અમૃતબિંદુ ચોળવું.

## પ્લીહા બરોળ.

બરોળના દરદીએ ખાસ કરીને ચારૂતરનું અમૃતબિંદુ અજમાવવું. જ્યાં બીજી કોઈ દવાએ ફાયદો નથી પહોંચાડયો ત્યાં તે જરૂર સારૂ પરિણામ લાવશે

ઉપયોગ-સાચા મોતીની છીપની ભસ્મ બે આની ભાર લઇ તેમાં બે ટીપાં અમૃતબિંદુ મેળવી રોજ દિવસમાં બેવાર જમ્યા પછી ખાવી. છીપની ભસ્મ અમારે ત્યાંથી મંગાવવામાં આવશે તો રૂ. ૧) ની ૧ તોલો એ હીસાબે મોકલવામાં આવશે.

## અંડવૃદ્ધિ

એક બે અને ત્રણ વખત લગાડતાની સાથે ફાયદો થતો નજરે પડે છે માત્ર આઠ દીવસમાંજ સદંતર આરામ થઇ જાય છે. ગમે તેવા કેસમાં તે પોતાનું કામ સંતોષકારક બજાવે છે.

ઉપયોગ-૧ તોલા દીવેલમાં બે આનીભાર અમૃતબિંદુ

મેળવી સવાર સાંજ એ મિશ્રણ ચોળવું અને બની શકે તો અડધો કલાક ઠંડા પાણીમાં રોજ તરવાની ટેવ રાખવી.

## ગરમી, ચાંદી વિસ્ફોટીક.

વિષયાશકિત, હલકી સોબતે કુકર્મ કરવાના ફળરૂપ આ રોગ ઘણા દુર્ભાગીઓને થાય છે ચેપી રોગ હોવાથી પોતાના પાપના છાંટા પોતાના પ્રસંગમાં આવતાં નિર્દોષને પણ ઉડે છે. એટલુંજ નહી પણ આ રોગમાં સપડાયેલાં માતા પીતાએ જે પ્રજા ઉત્પન્ન કરી હોય તેમને ઘણું ખરૂં આ રોગ વારસામાં પણ મળે છે, કોઇ તેમને પડછાયે ઉભું રહેતું નથી; સારા ડાકટરો પણ ઘણીવાર આવા રોગીયોથી કમકમે છે. અમૃત-બિંદુથી આવા ઘણા દરદીઓ આરામ પામ્યા છે.

ઉપયોગ જસમાઇનનો સારસાપરેલાના દરેક ડોઝમાં એક ટીપું અમૃતબિંદુ મેળવી પીવું અને લીંબાળીના ૧૦ તોલા તેલમાં પાવલી ભાર અમૃતબિંદુ મેળવી લગાડવાના કામમાં લ્યો. જસમાઇનનો સારસાપરેલા હમારે ત્યાં પણ મળશે. દરેક શીશીની કીંમત રૂ. ૧॥ છે, વી. પી. થી રૂ, ૧॥।= છે.

## રાંઝણ.

સાએટીકા નોલની નસમાં ચસકા થવાથી પગમાં, ઘુંટણ ઉપર અંગમાં આ રોગ થાય છે. રાત દીવસ તેની પીડાથી હેરાન થાય છે, અને પથારી વશ રહેવું પડે છે. ચારૂતરનું અમૃતબિંદુ તેને માટે સઉથી સરસ દવા છે.

ઉપયોગ- અમૃતબિંદુ રોજ સવાર સાંજ ચોળવું.

## તાવ

ઠંડીનાં લખકમાં આવીનેરોજીંદો, એકાંતરીઓ, ચોથીઓ, ગમે તેવો તાવ આવતો હોય તેને નાબુદ કરવાને સહેલો ઉપાય 'અમૃતબિંદુ' છે. જીર્ણજ્વર ઉપર પણ તે ઘણું કામ કરે છે. સેંકડે ૮૦ માણસોને તેથી આરામ થઇ જાય છે.

ઉપયોગ—તુળસી આદુ અને ખાવાનાં પાન પ્રત્યેકનો રસ ૦ા) પા તોલો મેળવી તેમાં બે ટીપાં અમૃતબિંદુ નાંખી હરદીને દીવસમાં બે વખત પાવું.

## ન્હારૂ વાળો.

ન્હારૂ અથવા વાળો એ એક જાતનો તારના રૂપનો કીડો છે ખરાબ પાણીથી અથવા બીજાં ઘણાં કારણોથી માણસના શરીરના ગમે તેવા ભાગમાં વાળો નીકળે છે એકવાર વાળો બહાર દેખાયો કે તેને બાંધી રાખવો પડે છે કારણ કે તાણી કાઢતાં તે તુટી જાય છે, અથવા અંદર પાછો પેસી જાય છે તો તે પોતાનો રસ્તો ફેરવે છે અને ઘણી ઘાગી વેદના દિવસો કે મહિનાઓ સુધી આપે છે. અમૃતબિંદુ લગાડવાથી વાળો બળી જાય છે. ઉપયોગ ચાર ટીપાં હીંગનો અર્ક લઇ તેમાં બે ટીપાં અમૃતબિંદુ નાખી થોડું પાણી ઉમેરી રોજ દિવસમાં ત્રણ વાર પીવું અને અમૃતબિંદુ તથા હીંગનો અર્ક સરખા ભાગે મેળવી વાળાના મુળમાં તેનાં વારંવાર ટીપાં પાડવાં હીંગનો અર્ક અમારી પાસેથી મંગાવશો તો રૂ. ૦ાા ની શીશીને હિસાબે મોકલીશું.

## જંતુનાશક.

ઘરમાં ખાળ, મોરીયો વિગેરે જગાઓ સાધારણ પાણીથી ધોવા છતાં ઘણી દુર્ગંધી મારે છે તથા જીવ ઉત્પન્ન થાય છે. આવી વખતે ઘરમાં વસનારને ઘણો કંટાળો ઉપજે છે એટલુંજ નહિ પણ એવી દુર્ગંધમાં રહેવું તે પણ જોખમભરેલું છે. થોડા પાણીની અંદર બે ટીપાં અમૃતબિંદુ નાખી તેવી જગાઓ સાફ કરવામાં આવે તો દુર્ગંધી દૂર થશે. એટલુંજ નહી પણ હાની કરતાં જંતુઓનો પણ નાશ થાય છે.

---

ઉપર લખવામાં આવેલા અમૃતબિંદુના સઘળા ગુણ અતિશયોક્તિથી કેવળ નિરાળા છે, દરેક ઘરમાં તેની આજ કાલ જરૂર છે. પોતાના સ્વાર્થને માટે તો ઘણા માણસો આ શીશી ખરીદ કરે છે. પણ પરોપકાર માટે પણ તેની સેંકડો શીશી દયાળુ ગૃહસ્થો ખરીદ કરે છે. જે ઘરમાં અમૃતબિંદુની એક શીશી છે તેને વૈદ્ય ડાક્ટરની જરૂર કવચીતજ પડે છે.

## કીંમત.

કીંમત શીશી ૧) નો રૂ. ૧।।= પોસ્ટેજ સાથે. ત્રણ શીશીના રૂ. ૪।।= તથા છ શીશીના રૂ. ૮)= પોસ્ટેજ સાથે.

એજન્ટો અને વેપારીયો માટેના ખાસ ભાવનું ખાનગી લીષ્ટ મફત મળશે અને તે સાથે કેલેન્ડર પણ મોકલીશું.

"અમૃતબિંદુ" ઓફીસ—નડીઆદ. ગુજરાત.

# "અમુલ્ય લાભ."

"નસીબ સુધારવાનું અમુલ્ય દૈવી સાધન."

શ્રી ષષ્ટીદેવી, વિધાત્રા દેવી, છઠ્ઠીના લેખ લખનાર દેવીનો પાઠ દરરોજ કરવાથી, પુત્રની ઇચ્છાવાળાને પુત્રની, સ્રીની ઇચ્છાવાળાને સ્રીની' દ્રવ્યની ઇચ્છાવાળાને દ્રવ્યની પ્રાપ્તી થાય છે. પાઠ નાનો છે પણ અમુલ્ય ફળદાતા છે. બાળકો માંદા રહેતા હોય, સંતાનમાં પુત્રીજ હોય, ફક્ત એકજ સંતાન થઇ મરણ પામ્યા પછી કંઇ ના હોય, ગર્ભ ટકી શકતો ન હોય, વિગેરે દુઃખો માટે આ પાઠ દૈવી અસર કરે છે. સર્વને ઉપયોગી છે. ફક્ત રૂ. ૧–૪–૦ સવા રૂપીયો મનીઓર્ડરથી મોકલનારને અથવા વી. પી. થી મંગાવનારને પાઠ મોકલી આપવામાં આવશે. પાઠ મંગાવી વાંચી ખાત્રી કરી જુઓ. અંતરનો ખુલાસો ખુલાસાવાર પત્ર લખવાથી વિધી સાથે આપવામાં આવશે.

સરનામું:-અમરતલાલ છોટાલાલ

હાજીની પોળ, આશાપુરી માતાને ખાંચે ઘર નંબર ૩૫૦૪, અમદાવાદ બી. બી. સી. આઇ. રેલ્વે અથવા જમાલપુર દરવાજા બહાર, સાબરમતી નદીના કાંઠે–અમદાવાદ.

બ્રહ્મચારી સમરજી આશ્રમ

